

## અર્પણ

પ્રતિવર્ષ બદરીકેદારનો પગપાળા પ્રવાસ કરનાર
અસંખ્ય યાત્રીઓને

: પ્રકાશક :
મહેન્દ્રકુમાર એ. શેઠ
એ. આર. શેઠની કું. વતી
પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ-૨

પ્રથમાવૃત્તિ માર્ચ ૧૯૫૮

ચાર રૂપિયા

: મુદ્રક :
કાન્તિલાલ મોતિલાલ દેસાઈ
ચંદ્રિકા પ્રિન્ટરી, મિરજાપુર
અમદાવાદ.



અર્પણ

પ્રતિવર્ષ બદરીકેદારનો પગપાળા પ્રવાસ કરનાર
અસંખ્ય યાત્રીઓને

# નિવેદન

પૂ. કાકાસાહેબની સિદ્ધહસ્ત લેખનશૈલીએ મને હમેશાં આકર્ષી છે. નાની હતી ત્યારથી એમનાં પુસ્તકો રસપૂર્વક વાંચતી આવી છું. અને હમેશાં એક અભિલાષા મનમાં સેવતી આવી છું કે આપણે પણ કંઈક લખી શકીએ તો કેવું સારું ! એમનાં પ્રવાસવર્ણનો અને લેખોમાંથી મને ખૂબખૂબ પ્રેરણા મળી છે. આ પુસ્તકના "અલકનંદા" નામના પ્રકરણમાં રાજા ભગીરથે ગંગાવહનનો જે માર્ગ તૈયાર કર્યો તેમાંથી ચમત્કારનું તત્ત્વ બાદ કરતાં જે બીજી કલ્પના છે તે પૂ કાકાસાહેબના પુસ્તકમાંથી લીધી છે. આ પુસ્તક માટે એમનાં આશીર્વાદ લેવા ગઈ ત્યારે પૂરોવચન લખવાની એમણે અત્યંત પ્રસન્નતાથી અને વાત્સલ્યથી હા પાડીને મારા ઉત્સાહને દ્વિગુણિત કર્યો છે. એટલે આ યાત્રાવર્ણન દ્વારા જનતાની જો યત્કિંચિત સેવા હું કરી શકી હોઉં તો તેનું શ્રેય તો પૂ. કાકાસાહેબને જ ઘટે છે.

આ પુસ્તક પ્રગટ કરવાની પ્રેરણામાં પૂ. સ્વામી આનંદની મમતા ઘણે અંશે કારણભૂત છે. એમના સંપર્કમાં જે કોઈ આવે તે હિમાલયપ્રેમથી રંગાયા વગર રહે જ નહીં. કોસાનીમાં અલ્પ સમય માટે જે એમનું વાત્સલ્ય માણ્યું તેનું સ્મરણ સદા ચિરંજીવ રહેશે.

આ યાત્રાવર્ણન એક લેખમાળાના રૂપમાં મુંબઈસમાચાર સામાહિકમાં પ્રસિદ્ધ થયા પછી ઘણા મિત્રો અને વાચકોનો આગ્રહ હતો કે એ લેખોને સંકલિત કરીને એને પુસ્તક આકાર આપવો. પણ એક યા બીજા કારણે કેટલાક વખતથી એ કામ ખોરંભે પડી ગયેલું. છેવટે વિચાર કર્યો કે કોઈ શાંત અને એકાંત સ્થળે જઈને એ લેખોને ફરી જોઈ તપાસી જવા, એમાં બીજી સૂચનાઓ અને માહિતીઓ

ઉમેરવી, અને બની શકે તેટલું યાત્રીઓને ઉપયોગી નીવડે તેવું પુસ્તક બનાવવું. આ વિચારમાં હતી તેટલામાં શ્રીમતી મીઠુબેન પીટીટનું મરોલી કસ્તૂરબા સેવાશ્રમના રજત મહોત્સવમાં હાજર રહેવાનું આમંત્રણ મળ્યું. આશ્રમનું સ્થળ મને બહુ જ ગમી ગયું, એટલે ઉત્સવ બાદ હું ત્યાં જ રહી ગઈ અને પૂ. મીઠુબહેનની વત્સલ અને સ્નેહાળ સંભાળ નીચે એક નાની શીતળ અને સગવડતાવાળી કુટીરમાં બેસીને એ આખુંય લખાણ ફરીથી જોઈને ઠીકઠાક કરવાની ખૂબ અનુકૂળતા થઈ. પરિણામે આજે ધર્મપ્રેમી અને પ્રવાસપ્રેમી જનતા સમક્ષ કંઈક ધરી શકવા શક્તિમાન થઈ છું તેની મને પ્રસન્નતા છે.

હિમાલયપ્રેમી ભાઈ નવનીત પારેખ સ્નેહભર્યું સૌજન્ય અને સહકારનું બળ મને સતત આ પુસ્તક પ્રગટ કરવામાં મળતું રહ્યું છે. આ પુસ્તકનાં મોટા ભાગનાં ચિત્રો એમણે જ બહુ ખુશીથી ઉપયોગ કરવા આપ્યા છે. એમનો ઔપચારિક રીતે આભાર તો નહીં માનું પણ એમના પ્રત્યે મારી કૃતજ્ઞતા વ્યક્ત કરું છું.

આ પુસ્તકનાં પ્રકરણોને મથાળે આવેલાં નાનાંનાનાં કાવ્યચરણોમાં જ્યાં જ્યાં એના રચયિતાનું નામ નથી આપ્યું તે બધાં જ કાવ્યો પ્રા. શ્રી. ચંદ્રકાન્ત મહેતાએ પ્રકરણને અનુરૂપ રચી આપ્યાં છે, તે ઉપરાંત પુસ્તકનાં પ્રકાશનમાં પણ એમણે અત્યંત ઉત્સાહથી મદદ કરી છે, તેને પણ હું શ્રી બદરીકેદારનાથની કૃપા જ સમજું છું.

શ્રી. ગોવિંદપ્રસાદ નૌટિયાલે ગઢવાલ પ્રદેશ વિષે વિવિધ પ્રકારની માહિતી પૂરી પાડી છે. ઉપરાંત ગઢવાલના ઇતિહાસની અને ગોહના સરોવરની ઉત્પત્તિની વિગતો એમના પુસ્તકમાંથી લીધેલી છે. આ પ્રસંગે એમનો પણ ઋણસ્વીકાર કરું છું.

ધર્મયુગના તંત્રી શ્રી. પંડિત સત્યકામજી અને શ્રી. જગદીશભાઈ નાણાવટીનો પણ એમનાં ચિત્રો માટે આભાર માનું છું.

આ પુસ્તકના કલેવરને જે કલાત્મક આકાર આપ્યો છે તેમાં કલાકાર શ્રી. માધવ સાતવળેકરના અંતરના આનંદ અને ઉલ્લાસનો જ પડઘો પડે છે.

છેવટે ગઢવાલપ્રદેશની ગરીબ જનતા અને ખાસ કરીને ઔષધીય સારવારને અભાવે સંતપ્ત એવા ત્યાંનાં સ્ત્રીસમુદાય અને બાળકોને માટે એકાદ દવાખાનું સ્થાપવામાં આ પુસ્તકની કુલ આવક મદદકર્તા નીવડે એવો નમ્ર સંકલ્પ આ પુસ્તકનાં લેખન અને પ્રકાશન માટે કારણભૂત છે.

તા. ૨૦-૨-૫૮ પૂર્ણિમા પકવાસા

# હિમાલયની આનંદલહરી

ઘણા વરસ પહેલા મેં હિમાલયની યાત્રા કરી. અને ઘણા વરસ પછી એ યાત્રાના સંસ્મરણો અને સંસ્કારો લખી, પ્રકાશિત કર્યો. તેથી એક રીતે ઉત્તરાખંડની યાત્રા કરનારાઓનો પૂર્વાચાર્ય બન્યો છું. જે કોઈ યાત્રા કરી, એ વિષે કાંઈ પણ લખે છે, તે મારી પાસેથી આશીર્વાદ અને આમુખની અપેક્ષા રાખે છે. બીજા કોઈ પણ વિષય ઉપર લખવાના ઉત્સાહમાં ભરતીઓટ આવી શકે છે. પણ હિમાલય, એના ઉત્તુંગ શિખરો, અને એમાંથી નીકળતી પતિતપાવની અને સ્તન્યદાયિની નદીઓ વિષે લખતાં મારો ઉત્સાહ હજી ઓસર્યો નથી. જે સાત્વિક અને આધ્યાત્મિક આનંદ પિતામહ હિમાલયે મને આપ્યો, તે જ આનંદ બીજાને મળેલો જોઈ હું ધન્યતા અનુભવું છું. અને હિમાલયના યાત્રીઓમાં અને એને વિષે લખનારાંઓમાં કોઈનો ઉમેરો થાય ત્યારે અમારી બિરાદરીમાં વૃદ્ધિ થયાનો મને આનંદ થાય છે.

આવા હિમાલય સાહિત્યમાં ચિ. પૂર્ણિમાબહેને સુંદર ઉમેરો કરી, એને વિષે ચાર શબ્દો લખવાનું મને કહ્યું ત્યારે એ તક સ્વીકારતા મને જરાયે સંકોચ ન થયો. એમની આ ચોપડી સાદ્યન્ત વાંચ્યા પછી કહી શકું કે એ વાંચી મને ઘણો જ સંતોષ થયો. હિમાલયના વાતાવરણથી એ આખું લખાણ રંગાયેલું છે, એટલું જ નહીં, પણ હિમાલયની ખુશબો પણ એમાંથી મળે છે. પહાડોનાં ઉત્તુંગ-ભવ્ય શિખરો એમાં પોતાની આર્ષવાણીથી બોલે જ છે, પણ મુખ્યત્વે આ ચોપડીમાં પર્વતકન્યા મંદાકિની, અલકનંદા અને એમની અસંખ્ય બેનપણીઓ સખી ભાવે પોતાના કલકલધ્વનિથી આખી ચોપડીને મધુર રીતે મુખરિત કરે છે.

હિમાલયના આનંદની બધી જ છટાઓ આમાં ઉઠાવદાર રીતે વ્યક્ત થઈ છે. ચિ. પૂર્ણિમાબહેનને સંગીતનો શોખ સારો છે એમ

લાગે છે. એટલે જ નદીઓનું સંગીત આમાં વિશેષ રીતે વ્યક્ત થયું છે. પૌરાણિક કથાઓ, ઇતિહાસના સહેજસાજ ઉલ્લેખો, પ્રકૃતિમાતાનું સૌન્દર્ય, લોકજીવનનું માધુર્ય, યાત્રાના પરિશ્રમનો ઉત્સાહ, ઉલ્લાસ, થાક અને તરત પાછી મળતી તાજગી—બધુ આમાં ડગલે ને પગલે જોવાને મળે છે. આવી આ રસિક અને ઉપયોગી, અથવા ઉપયોગી અને રસિક ચોપડી વાંચીને વાચકો બધી રીતે સંતુષ્ટ થશે.

આખા વર્ણનમાં કવિહૃદય અને ભક્તિભાવ પ્રગટ થાય છે. કાવ્ય પ્રકરણો અલગ અને કેવળ માહિતી પૂરા પાડતા ગદ્ય પ્રકરણો અલગ, એવો પંકિત પ્રપંચ અથવા ભાણાંતર આમાં નથી. જેમ વાંચતા જઈએ તેમ માહિતી, સ્થલવર્ણનો, કાવ્યમય કલ્પનાઓ, વિચારતરંગો વગેરે ફૂલગુંથણી આમાં મળતી હોવાથી, શરૂથી આખર સુધી પ્રવાસરસ જામેલો જ રહે છે.

આ પ્રવાસવર્ણન વાંચતી વખતે જ ખબર પડી કે લેખિકાનું જન્મસ્થાન સૌરાષ્ટ્રમાં છે. પછી તો શૈલીની સુંદરતા વિષે આશ્ચર્ય ન રહ્યું.

ખરેખર, હિમાલય સાહિત્યમાં આ ચોપડીથી ઘણો ઉપયોગી અને એટલો જ સુંદર ઉમેરો થયો છે. સ્ત્રી હૃદયનો આમાં પરિચય થવાથી હું માનું છું હિમાલયની કન્યાઓ અને સાહિત્ય સરસ્વતી, બન્ને, લેખિકાને મુક્ત કંઠે આશીર્વાદ આપશે. મારે તો ફક્ત હિમશિખરોના વતી 'તથાસ્તુ' કહીને જ સંતોષ માનવાનો રહ્યો.

નવી દિલ્લી
૩–૩–'૫૮

काका कालेलकर

# અનુક્રમ

## હિમાલયની યાત્રાને લગતા પુસ્તકોની સંક્ષિપ્ત યાદી

| | |
|---|---|
| ૧ હિમાલયનો પ્રવાસ | લે. શ્રી. દત્તાત્રય બાલકૃષ્ણ કાલેલકર<br>પ્રકા. નવજીવન પ્રકાશન મંદિર |
| ૨ ઉત્તરાપથ | લે. શ્રી. રમેશનાથ ગૌતમ<br>પ્રકા. શ્રી સયાજી સાહિત્યમાળા |
| ૩ કૈલાસ માનસરોવર દર્શન | લે. ગિજુભાઈ સ્વામી શ્રી હંસર્ના<br>મરાઠી ગ્રંથ પરથી અનુવાદિત<br>પ્રકા. દક્ષિણામૂર્તિ, ભાવનગર |
| ૪ કૈલાસદર્શન | લે. શ્રી. નવનીત પરેખ.<br>પ્રકા સસ્તુ સાહિત્યવર્ધક કાર્યાલય. |
| ૫ ગંગોત્તરી | લે. ને પ્રકા. શ્રી. હર્ષદલાલ શોધન |
| ૬ મારો હિમાલયનો પ્રવાસ | લે. ને પ્રકા. ડૉ રસિકલાલ પરીખ. |
| ૭ હિમાલય યાત્રાનાં સંસ્મરણો | લે. ને પ્રકા. સુધાકર રામચંદ્ર હિન્ડીયા. |
| ८ तपोभूमि बदरिकाश्रम | ले. गोविन्दलाल नौटियाल<br>प्रकाशक महेशानंद एन्ड सन्स<br>नंद प्रयाग गढवाल |
| ९ हिमालय | जगन्नाथप्रसाद मिश्र |
| १० हिमालयके अंचलसे | शिवानंद सरस्वती |
| ११ माझी तीर्थयात्रा<br>श्री पशुपति नाथाची यात्रा | गोविन्द हरि फडके |
| 12. The Throne of the Gods | By Arnold Heim<br>& Augustus Gansser<br>Published by Morgarten<br>A G. of Zurich,<br>Switzarland |

| | | |
|---|---|---|
| 13. | The Himalyan Districts of the north western India | by Edwin D. Atkinson |
| 14. | Himalayan Journals | Joseph Dulton Hooker |
| 15. | Himalyas in Indian art | E. B. Havell |
| 16. | Himavat | Nicholas Roreich |
| 17. | Himalyan Folk Lore | Devendra Satyarthi |
| 18. | Himalyan Travels | Jodhseing Negi |
| 19. | Himalaya Abode of Delight | S. N. Roy |
| 20. | Himalyan Tarvels. | A. K. Lahiri |
| 21. | Kedarnath & Badrinath | By. Sister Nivedita<br>Pub. Udbodhan Office |
| 22. | Pilgrimage to Mansarovar | By. G. T. Parande<br>Pub. B. G. Paul. |
| 23. | Hermit in the Himalayas | By. Paul Brunton.<br>Pub. Rider & Company London. |
| 24. | My pilgrimage to the Himalayas. | By. Smt. J. Lalitadevi B. A.<br>Pub. „ „ |

| | |
|---|---|
| **25. To Badrinath** | By. Syt Kanaiyalal Munshi<br>Pub. Bhavan's Book of University. |
| **26. The call of Badrinath** | By. Govindprasad Nautiyal<br>Pub Maheshanad & Sons Nandprayag |
| **27. Badrinath Guide Book** | By. Swami Venkatswami Naidu<br>Pub. R. J. Ram & Co, Madras |
| **28. Badrinath Yatra Guide** | By. one Pilgrim<br>Bhai Harman Singh<br>Sohamsingh Hardwar. |
| **29. The Valley of Flowers** | By. Frank S. Smythe<br>Hodder and Stoughton<br>London 1938 |

# શુદ્ધિપત્રક

| પાનું | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૧૮ | નીચેથી ત્રીજી | ઓઝવાતી | ઓઝપાતી |
| ૨૪ | ઉપરથીપહેલી | દંડીમાં | ડંડીમાં |
| ૨૭ | નીચેથીદશમી | ઉપાડીને | ઉઘાડીને |
| ૪૦ | ઉપરથીબીજી | મૂંદનો | સૂંદનો |
| ૪૩ | ઉપરથીચોથી | દંડીમાં | ડંડીમાં |
| ૪૭ | નીચેથીચોથી | કોળીવાળાએ | ડોળીવાળાઓએ |
| ૫૧ | ઉપરથી પાંચમી | તેમાંથી | ત્યાંથી |
| ૭૬ | છેલ્લી | ઉતાવળો | ઉતાવળે |
| ૧૦૯ | ઉપરથી આઠમી | કરવ | કરવા |
| ૧૪૯ | નીચેથી દશમી | પણે | પણ |
| ૧૮૯ | ઉપરથી નવમી | જયરે | જ્યારે |
| ૧૯૨ | નીચેથી પાંચમી | આપપુ | આપવું |

# १. प्रस्थान

धन्य यहाँकी धूलि धन्य नीरद नभतारे
धन्य धवल हिमशृंग तुंग दुर्गम दग प्यारे
धन्य नदी नदस्रोत विमल गंगोद गोतजल
सीतल सुखद समीर वितस्ता तीर स्वच्छ थल
घनि उपवन उद्यान सुमन सुरभित वन वीथी
खिलि रहीं चित्रविचित्र प्रकृति हायनुचीती

—શ્રીધર પાઠકજી

આવા શ્રી બદરીનાથ અને કેદારનાથનાં દર્શન કરવાની, એક અદમ્ય ઇચ્છા વર્ષોથી મનમાં સેવતી હતી. આપણા ઋષિઓ, આચાર્યો અને દ્રષ્ટાઓએ તીર્થયાત્રાઓનું જે નિર્માણ કર્યું છે તેમને ધન્યવાદ આપ્યા વિના નથી રહી શકાતું. એ લોકોની દીર્ઘદૃષ્ટિ સામે મસ્તક નમી પડે છે. શારીરિક તેમ જ માનસિક અને આધ્યાત્મિક તાલીમ માટે આવી યાત્રાઓ ઉત્તમ સાધન છે. આવી યાત્રાઓ દ્વારા જે દેશદર્શન થાય છે, દેશભાઈઓનો પરિચય થાય છે, ધર્મ પ્રતિ અનુરાગ, એકતાની ભાવના, શ્રદ્ધા વગેરે ઉદ્‌ભવે છે, અનુભવ, નિરીક્ષણવૃત્તિ, સાધના, સાદાઈ, ખડતલપણું, શ્રવણ, મનન અને નિદિધ્યાસન આદિનો જે અભ્યાસ થાય છે તે મોટામાં મોટું અને મનને ઊંચે લઈ જનારું શિક્ષણ છે.

હિમાલય તો અતિ મોટા વિસ્તારમાં પથરાયેલો છે. તેમાં

દર્શન કરીને પાછા ફર્યો. બદરીકેદાર નહીં તો તેને રસ્તે થોડાક માઈલ ચાલીને ત્યાં જવાની ઇચ્છા વધારે પ્રદીપ્ત થઈ. આ પ્રસંગે શ્રી બદરી-કેદાર જવાની ઉત્કંઠામાં અત્યંત વધારો થયો. ત્યાર બાદ "યાત્રિક" જોઈને તો ઇચ્છા એટલી બધી વધી ગઈ કે મન સાથે નક્કી કર્યું કે પહેલી તકે જ આ યાત્રાનો કાર્યક્રમ ગોઠવવો.

આ વર્ષે અમારા એક સ્નેહી તેમનાં પત્ની સાથે આ પવિત્ર તીર્થોની યાત્રાએ જઈ રહ્યા હતા. તેમની સાથે અમારે જવાનું નક્કી થયું. અમારા આનંદની સીમા ન રહી. તૈયારી માટે અમને ફક્ત એક અઠવાડિયું જ મળેલું. મારી સાથે મારી મોટી પુત્રી ચિ. આરતી તથા મારાં માસીબા પણ આવવા તૈયાર થયાં. જોઈતી તૈયારી કરીને તા. ૨૮ મી એપ્રિલે અમે વડીલોના આશીર્વાદ લઈને પ્રયાણ કર્યું. દિલ્હી સ્ટેશને થોડા મિત્રો અને અમારા સંગીત ગુરુજી મળવા આવેલા. અમારી ગાડી ૪૦ મિનિટ મોડી હોવાથી બહુ જ ઉતાવળથી બીજી ગાડીમાં સામાન ગોઠવીને ચઢી શકાયું. બીજે દિવસે એટલે તા. ૩૦મીએ વહેલી સવારે હરદ્વાર પહોંચ્યા.

સ્ટેશને ગીતા મંદિરના સ્વયંસેવકો અમને લેવા આવેલા હતા. ગીતા મંદિર એક વિશાળ, સુંદર અને સ્વચ્છ ભવન છે. ત્યાં યાત્રીઓને રહેવાની બહુ જ સુંદર સગવડ છે. નીચે જ એક મોટો પ્રાર્થનાખંડ છે. તેમાં શ્રી વિષ્ણુની આરસની કલામયમૂર્તિ છે. અહીં સવાર–બપોર–સાંજ કથા, વાર્તા ભજન આદિ થાય છે. શ્રોતાજનોથી હૉલ તો લગભગ ભરેલો જ રહે છે. અહીં ભજનો શાસ્ત્રીય ઢબથી વખતને અનુરૂપ રાગરાગિણીઓમાં ગવાતાં સાંભળીને બહુ જ આનંદ થયો.

આ ખંડને એક ખૂણે નાનું આયુર્વેદિક દવાખાનું છે. તેમાં ઘણી જાતની દેશી દવાઓ, માલીસ કરવાનાં તેલો અને ખાસ કરીને પહાડોમાં યાત્રા કરતી વખતે ખપમાં આવે તેવી ઔષધિઓ ખૂબ મળે છે. તેમાંથી અમને ઉપયોગી દવાઓ ખરીદી.



હરકી પેડી ( હરદ્વાર )

ભગવાનનાં દર્શન કરીને ભજન સાંભળ્યા બાદ અમે ઉપર ગયા. ત્યાં અમદાવાદના કેટલાક સ્નેહીજનો અધિકમાસ નાહવા આવીને રહેલા હતા તેઓ મળ્યા. એ લોકોએ અત્યંત પ્રેમથી અમને એમની સાથે ભોજન લેવાનું આમંત્રણ આપ્યું.

ઉપર અગાસીમાંથી દેખાતી વેગવતી ગંગા, સામેનું જંગલ અને ટેકરી પર દેખાતું એક મંદિર ઘણાં જ સુંદર લાગતાં હતાં. ગરમી ઠીકઠીક હતી, એટલે જલદી જલદી જઈને ગંગામૈયામાં ડૂબકી મારવાને મન અધીર બની રહ્યું હતું. અમારામાંના કેટલાકને "હરકી પેઢી"માં જઈને નાહવાનું ગમ્યું. તેઓ ત્યાં ઊપડ્યા. અમે ત્રણ બીરલાઘાટ પર ગયાં. બરફ જેવા શીતળ પાણીમાં ક્યાંય સુધી શરીરને ધમાર્યો કર્યું. ત્યાંથી પરવારીને "હરકી પેઢી" ગયાં. ત્યાં મંદિરોમાં દર્શન કરીને બધાં સાથે ગીતા મંદિર પહોંચી ગયાં.

ભોજન આરામથી નિવૃત્ત થઈને નીચેના સભાખંડમાં એક સંગીતમય આખ્યાન ચાલતું હતું તે સાંભળ્યું. મેં તો પહેલાં પણ હરદ્વાર જોયું હતું પણ ચિ. આરતી અને માસીબા માટે બધું નવું જ હોવાથી એક ટેક્સી કરીને કનખલ ગયા. ત્યાંનાં મુખ્ય મંદિરોમાં દર્શન કરીને ગંગાનહેર જોઈ. ત્યાં એક સુંદર બગીચો પણ છે. આ નહેર એક મોટા પુલવાટે પસાર કરીને બે એક ફર્લાંગ ચાલીએ તો મુખ્ય ગંગા જોવા મળે છે. પણ આ ગંગાના રસકસ બધા આ નહેરમાં તણાઈ ગયા હોવાથી ગંગા લગભગ સૂકી ભઠ લાગે છે. મોટા રેતાળ પટમાં પાણીના તદ્દન નાના રેલામાં છીછરી દેખાતી ગંગા અતિ દરિદ્ર લાગી. આગળ જતાં તો બીજી નદીઓ અને ઝરણાં મળીને ગંગાને પાછી ખૂબ સમૃદ્ધ બનાવે છે.

સાંજના ૭ વાગે ભોજનથી પરવારીને હૃષિકેશ જવા માટે બસમાં રવાના થયા. બસમાં હરકી પેઢી પર ઊતરીને આરતીનાં દર્શન કર્યાં.

આરતીની ઝાલર વાગતી રહી ત્યાં સુધી અમે બધાંએ પણ ભાવપૂર્વક માથાં નમાવીને પ્રાર્થના કરી. ઘણા ભાવિક લોકો ફૂલની નાની હોડીઓમાં દીવા બળતા મૂકીને નદીમાં વહાવતા હતા. અમે પણ દરેકે એવી એક એક હોડી લીધી. દીવા પ્રગટાવીને વહેણમાં તરાવી દીધી. આવી હોડીઓ દીવા સહિત ઘણે દૂર સુધી તણાતી જાય છે. પ્રવાહમાં જ્યાં જુઓ ત્યાં દીવા જ દીવા નજરે ચડે છે. આ દૃશ્ય અત્યંત મનોરમ લાગે છે.

અહીંથી હૃષિકેશ છે તો ૨૫ માઈલનો જ રસ્તો, પણ અંધારું હોવાથી અમે તદ્દન ધીમે ધીમે જતા હતા. વચમાં એક અત્યંત સાંકડો પુલ આવે છે. આ પુલ પર દાખલ થઈએ તો બસની આસપાસ માંડ ત્રણ ચાર ઇંચ જગ્યા રહેતી હશે. અહીં ડ્રાઈવરે ખૂબ સાવધાની રાખવાની હોય છે. અમે લગભગ રાતના આઠ વાગે હૃષિકેશ પહોંચ્યા. ત્યાં એક મંદિરના ચોતરા પર પડાવ નાખ્યો. ઘણા યાત્રીઓ ત્યાં ઊતરેલા હતા. કોઈ ગંગોત્રી જમનોત્રી જતા હતા, તો કોઈ પગપાળા બદરી-કેદાર જતા હતા. બધા સાથે ખૂબ વાતો કરી. તેઓએ જાત જાતની સલાહસૂચના પણ આપી. ત્યાં ચોકમાં વચ્ચે એક સુંદર મંદિર હતું. ત્યાં દર્શન કર્યાં. એક બાજુ પર એક નાના મંદિરમાં સિંધી સાધ્વીજીની મોટી પ્રતિમા હતી. તેનાં પણ દર્શન કર્યાં, અને નિદ્રાધીન થયા.

આજે સવારમાં વહેલા ૭ વાગે દેવપ્રયાગ જવા મોટી બસમાં રવાના થયા. સ્વર્ગાશ્રમનાં સામે કાંઠેથી જ દર્શન કર્યાં. રસ્તે ટોલનાકે સારી પેઠે ખોટી થયા. એટલે ત્યાંથી નજીકમાં જ લક્ષ્મણઝૂલા જેવા દોડી ગયા. અહીં પાર વગરના મીઠા લીમડાના છોડ પોતાની મધુર સુગંધ પ્રસરાવતા મહેકી રહ્યા હતા. પાછા આવ્યા એટલે તરત જ બસ ઊપડવાની તૈયારી થઈ. રસ્તો ઘણો સાંકડો હોવાથી એક જ બાજુનો વાહનવ્યવહાર ચાલી શકે છે. સામેથી બધી જ બસો આવી

ગઈ એટલે અહીંથી ઊપડવાની રજા મળી. સૌથી પહેલી જ અમારી બસ હતી એટલે ધૂળ ખાવામાંથી ઠીક બચી ગયા. આ પ્રવાસમાં આખે રસ્તે પતિતપાવની ગંગા અમારી સંગાથી હતી. એની બાજુમાં થઈને જ રસ્તો પસાર થતો હતો. કોઈ કોઈ જગ્યાએ નાનાં નાનાં નાળાં ઉપર રમકડાં જેવા પુલો બાંધેલા, તે પસાર કરીને પાછા ગંગાજીને કાંઠે જ આવી જતા હતા. અહીં ગંગાજીનો પટ ઘણો જ સાંકડો અને પ્રવાહ ઘણો જ વેગવાળો છે. રસ્તો ચઢાવ, ઢોળાવ અને સતત વળાંકવાળો હોવાથી ડ્રાઈવરને ખૂબ સાવધાનીપૂર્વક ગાડી ચલાવવી પડતી હતી. અમે નદીના સૌન્દર્યને જોઈએ, આસપાસ વિસ્તરેલી વનશ્રી નિહાળીએ, ડુંગરોની શોભા જોઈએ, પણ પાછી દૃષ્ટિ અમારા નાના સાંકડા રસ્તા પર જ ઠરી જતી હતી. રસ્તાને તદ્દન કિનારે ગાડી આવી જતાં જીવ અદ્ધર ટંગાઈ જતા. હૃષિકેશથી દેવપ્રયાગ ૪૬ માઈલ છે. અર્ધે રસ્તે બ્યોરી ગામે થોભ્યા, થાક ખાધો અને પાછો પ્રવાસ શરૂ કર્યો. તડકો સારી પેઠે ચડ્યો હતો. માથું જરા જરા ભમવા માંડ્યું હતું.

છેવટે દેવપ્રયાગ આવી પહોંચ્યા. ગામથી થોડે દૂર નદીને કાંઠે બસ થોભી. ત્યાં યાત્રીઓની ઘણી ભીડ હતી. સામાન બોજીઓ પાસે ઊંચકાવીને વચમાં આવતી નદીને નાના પુલ ઉપરથી ઓળંગીને ચઢાવ ઉતાર પસાર કરતા કરતા અમે અમારે માટે નિયત કરેલા સ્થાન પર આવી પહોંચ્યા.

અમારે રહેવાનું મકાન લાકડાનું, કાશ્મીરમાં હોય છે તેવું નાનકડું એ રૂમોનું હતું. અહીં જરા જોરથી ચાલવાથી ડગમગતું અને ડોલતું હોય તેમ લાગતું હતું. જાણે પડ્યું કે પડશે એવો વારંવાર ભય લાગ્યા કરતો.

આ મકાન બરાબર ભાગીરથી અને અલકનંદાના સંગમઘાટ પર આવેલું છે. અહીંથી આખો વખત સંગમદર્શન થાય છે. બેઉ

નદીના પટ ઘણા સાંકડા પણ પાણી ખૂબ ઊંડાં, પ્રવાહ પ્રબળ અને વેગવાળા છે. જ્યાં સંગમ થાય છે ત્યાં તો ખૂબ તાણ હોવાથી નાહતી વખતે તણાઈ ન જવાય તે માટે યાત્રીઓને પકડવાને લોખંડની જબરદસ્ત મજબૂત સાંકળ રાખેલી છે. જે પકડીને પાણીમાં થોડે દૂર તણાવાનો સ્વાદ પણ લઈ શકાય છે. અમે પણ જરા તડકો નમતાં સંગમસ્નાનનો લહાવો લીધો. ખૂબ કપડાં ધોયાં અને પેલી સાંકળ પકડીને પ્રવાહના વેગમાં થોડે સુધી તણાયા પણ ખરા.

ભાગીરથીનું પાણી ગેરુ છે, જ્યારે અલકનંદા જરા તંદુરસ્ત રતાશ પડતી દેખાય છે. બેઉ માનિની બહેનો લગભગ પાસેપાસેમાં જ ઉદ્‌ગમ પામીને સ્વતંત્ર મિજાજથી છૂટી છૂટી પોતપોતાને રસ્તે ચાલી જાય છે. તે પાછી અહીં દેવપ્રયાગમાં મળે છે. અહીં મળતી વખતે પણ તેઓનું સ્વમાન એકદમ ભેગા થવા કબૂલ નથી કરતું. મળતી વખતે પણ લગભગ અર્ધો ફર્લાંગ સુધી બેઉ જુદી જુદી દેખાય છે. અને વચમાં સીધી લીટી પડી જાય છે. પણ આખરે તો બંને બહેનો જ ને? છેવટે બંને અત્યંત પ્રેમથી ભેટે છે અને એકબીજામાં સમાઈ જાય છે. અહીં નથી એમનું સ્વમાન આડે આવતું, નથી એમને પોતાનું સ્વતંત્ર વ્યક્તિત્વ બતાવવા મન થતું! જ્યાં પ્રેમ છે ત્યાં ભિન્નતા કેવી? આ સંગમનાં તો મન ભરી ભરીને દર્શન કરવા છતાં ફરી ફરીને એ જ દર્શનઝંખના થયા કરે છે. સુંદર કર્ણમધુર નિનાદ આખો વખત સાંભળ્યા કરીએ છીએ. અને આ એકધારું સંગીત સાંભળતાં સાંભળતાં અત્યંત આનંદનો અનુભવ કરીએ છીએ. સામે પાર જવા માટે નાના નાના બે પુલો બાંધેલા છે. તે તદ્દન રમકડા જેવા સુંદર અને નમણા લાગે છે. આ દોરડાં પર બાંધેલા ઝૂલતા પુલો છે. ચાલીએ ત્યારે ઝૂલ્યા કરે છે. બેઉ પુલો પર ઝૂલવાનો આસ્વાદ લીધો.

સાંજના ગામ જોવા નીકળ્યાં. ગામના સુંદર નામને અસુંદર બનાવતી ગંદકીથી થોડી નરાશા થઈ. રસ્તા પથ્થરના બાંધેલા છે.

ગામ પહાડ પર વસેલું હોવાથી આખો રસ્તો ચઢાવઉતારવાળો છે. ગામમાં બે ત્રણ મંદિરોમાં દર્શન કર્યાં. બાબા કાલીકમલીવાલાની પ્રખ્યાત ધર્મશાળા જોઈ.

ગામલોકોમાં તો ઝાઝે ભાગે પંડાઓ અને બોજો ઊંચકનાર મજૂરો જ છે. નાની નાની બાળકીઓ અને બાળકો દેખાવમાં સુંદર અને ગુલાબી મુખવાળાં હતાં, પણ તે દરેકને ભિક્ષા માગતાં જોઈને એક જાતની ગ્લાનિ થતી હતી. આવી સુંદર પ્રજામાં થોડી સાફસફી આવે, થોડું શિક્ષણ અપાય, થોડી નાગરિકતાનું બીજારોપણ થાય તો ગામ અને ગામલોકોની સૂરત ફરી જાય. સાંજના સંગમઘાટે શ્રી ગંગામૈયાની આરતીનાં દર્શન કર્યાં. ઉપર આવીને અમે પણ ગંગામૈયાના જે બેચાર શ્લોક આવડતા હતા તે ગાયા, સાયંકાલીન પ્રાર્થના કરી, ભજન ધૂન વગેરે પણ કર્યાં. જમીને નિદ્રાધીન થયાં.

સવારમાં સાડાચારે અમારી નીચે ઊતરેલા એક સાધુના ભજનથી આંખો ખૂલી ગઈ. ત્યાર પહેલાં પણ રાત્રે બેવાર ઊઠીને ચાંદનીને અજવાળે બેઉ નદીઓની શોભા જોઈ હતી. સાધુ બાબા ગંગાજીના અનેક ગુણોનું વર્ણન ભજનમાં કરતા હતા તરત ઊઠીને દાતણ લઈને સીધા ઘાટ પર ગયા. અર્ધો કલાક સુધી દાંતોને અજવાળ્યા અને નદીના મધુર મીઠા ઠંડા પાણીથી મોં ધોઈને તાજા થયા. આ દરમ્યાન લોકોની અવરજવર શરૂ થઈ ગઈ હતી. એવામાં કેટલાક પૂજારીઓ અને પંડાઓ હાથમાં પૂજા અને આરતીનો સામાન લઈને આવી પહોંચ્યા. તેઓએ ગંગામૈયાની પ્રાતઃકાલીન આરતી કરી. ખૂબ શ્લોકો લલકાર્યા. આ આરતી ઘણી મોટી હોય છે. એક મોટી દીવીમાં સહસ્ર વાટોને ત્યાંના સખત પવનમાં પણ પ્રગટાવે છે ને એનાથી આરતી થાય છે. આ આરતીનાં દર્શન અનાયાસે જ થયાં તેને એક મોટું સદ્ભાગ્ય માન્યું.

સાધુસંન્યાસીઓ અને યાત્રાળુઓ ભજન લલકારતા નદીમાં

આ ત્રણ માઈલનો રસ્તો ખૂબ રેતાળ અને છાયા વગરનો હતો, એટલે ખૂબ તપતો હતો. ત્રણ જ માઈલ છે એમ સાંભળીને તો મનમાં નક્કી કરેલું કે એટલું ચાલી જ નાખીશું. પણ થોડું ચાલ્યા બાદ બૂટમાં ગરમગરમ રેતી ભરાઈ જવા લાગી અને ઉપરનો તાપ તો અસહ્ય હતો. એટલે ચૂપચાપ ડાહ્યા થઈને ડોળીમાં બેસી ગયા. વચમાં એક જગ્યાએ કોલેરાની રસી મૂકવાનુ સેન્ટર આવ્યું. ત્યાં ડોકટરનું આપણે રસી મૂકાવી હોવાનું સર્ટીફિકેટ રજૂ કરવું પડે છે. અમારી ડોળીઓ આગળ હતી અને સર્ટીફિકેટ પાછળવાળા લોકો પાસે હતું. એટલે ત્યાં થોભી જવું પડ્યું. આટલામાં રસ્તો આંબાનાં ઝાડોની છાયાવાળો હોવાથી બેસવાનું ગમ્યું. થોડાક મરવા તોડીને ખાધા અને એક નાની પહાડી છોકરીએ લાવી આપેલું ઠંડું પાણી પીને તાજા થયા. એ છોકરીને અમે સોપદોરા અને થોડુંક ખાવાનું આપ્યું. એટલામાં પાછળ રહી ગયેલા લોકો આવી પહોંચ્યા એટલે સર્ટીફિકેટ બતાવીને આગળ ચાલ્યા.

લગભગ ૭ વાગે શ્રીનગર પહોંચ્યા. આ ગામ પહાડોની વચ્ચે આવેલું છે છતાં પણ સપાટ ભૂમિ પર વસેલું છે. રસ્તા મકાનોની બાંધણી અને આખા ગામની રચના બહુ જ સુંદર લાગી. આ ઘણું જ જૂનું અને ઐતિહાસિક ગામ એક વખત તેહરી રાજાઓની રાજધાની હતું. પાસે જ અલકનંદા વહી જાય છે. પણ ગામ ઊંચાણમાં હોવાથી નદી પર મોટા ઢોળાવ અથવા બાંધેલા ઘાટ પરથી જવું પડે છે. નીચે ઊતર્યા બાદ પણ મોટા મોટા પથરા, કાંકરા અને રેતીનો ઠીક જેવો પટ વટાવ્યા પછી જ અલકનંદાનું પાણી મળે છે. એટલે અમે નદીમાં નાહવાનો કાર્યક્રમ મુલતવી રાખ્યો.

અહીં એક મંદિરની ઓશરીમાં ઊતર્યા. પૂજારી બાબાએ સારી ગોઠવણ કરી આપી હતી. અમારો સામાન અને નોકરો હજુ પાછળ રહી ગયા હતા. અને સાંજ નમી ગઈ હતી. એટલે રસોઈની વ્યવસ્થા

અમારે જ કરી લેવાની હતી. ગામમાં ફરીને થોડાંક શાકભાજી અને ચોખા મેળવ્યા. આખું ગામ જોયું. બાબા કમલીવાળાની ખૂબ મોટી ધર્મશાળા પણ જોઈ અને ઉતારે પાછા આવ્યા.

મંદિરના એક ખૂણામાં ત્રણ પથરા ગોઠવીને પૂજારી બાબાએ આપેલાં લાકડાં પેટાવવા માંડ્યાં. પવન ઘણો હતો એટલે ફૂંકીફૂંકીને થાકી ગયા છતાં ચૂલો પેટતો નહોતો. છેવટે મહામહેનતે થોડોક ભડકો થયો એટલે રાજી થઈ ગયા અને એક પિત્તળની હાંડલીમાં પાણી મૂકયું. એટલામાં તો રણકતી ઘંટીઓ સાથે અમારા સામાનનાં ખચ્ચરો સાથે નોકરો પણ આવી પહોંચ્યા. અમારા મનમાં "હાશ" થયું, પણ નોકરો એટલા થાકેલા હતા કે એમને આરામ જ કરવા દેવાનું વધારે ઉચિત લાગ્યું. સામાનમાંથી સ્ટવ અને બીજી જોઈતી ચીજો કાઢીને ખીચડી–શાક બનાવી લીધાં. જમી કરીને મંદિરને પગથિયે બેસીને પ્રાર્થના કરી, ભજનો ગાયાં. એક તંબૂરા પેટી સાથે હતી અને મંજીરા પણ હતા એટલે ભજનો ગાવામાં ખૂબ રંગ જામતો. શ્રીનગરમાં પણ ઠીક જેવા યાત્રીઓ ભેગા થયેલા. બધી ધર્મશાળાઓ અને મંદિરોનાં આંગણાં યાત્રીઓથી ભરચક હતાં.

સવારમાં ઊઠીને શ્રી લક્ષ્મીનારાયણનાં દર્શન કર્યાં. સામે જ એક નાની દેરીમાં વિશાળકાય મહાબલિ પવનસુત હનુમાનજીની મૂર્તિ હતી. ત્યાં પણ તેલ ચઢાવીને દર્શન કર્યાં. પ્રાર્થના કરી, થોડું ફરી આવ્યાં. નાહવાની મુશ્કેલી હતી. બધું જ ખુલ્લું હતું. તેનો પણ રસ્તો નીકળ્યો. મંદિરની પછીતે થોડી આડશ હતી, તેની પાસે જ નાની વાડ હતી. એટલે એ બેઉ આડશોની વચ્ચે ભગવાનને આશરે વારા-ફરતી ખુલ્લામાં સ્નાન કરી લીધું. પાછું આગળ જતાં કેવું નાહવાનું મળશે તેનો કંઈ અંદાજ ન હોવાથી અહીં નાહવાનું ઘણું જ ગમ્યું અને ઠીકઠીક તાજગી મળી.

નવ વાગ્યામાં અમારી સ્પેશિયલ બસ આવી ગઈ, અને અમે

પાસનું દશ્ય ખૂબ સુંદર રીતે જોઈ શકાય છે. આઘેઆઘે વળાંકમાં અસ્પષ્ટ સંગમ પણ દેખાતો હતો. અમે જમીને થોડો આરામ લઈને સંગમસ્થળનાં દર્શને નીકળ્યાં. વરસાદ જરા જરા આવતો હતો, અને પવન ફૂંકાતો હતો, એટલે રેઈનકોટ અને છત્રીઓથી સજ્જ થઈને નીકળ્યાં. પણ પછીથી આ સાધનોની જરૂર ન પડી.

એક નાળાપરનો નાનો પુલ અને પછી અલકનંદા પરનો મોટો ઝૂલતો પુલ વટાવ્યો. ગામ આવ્યું, બજાર આવ્યું, ચોક આવ્યો, ત્યાં ઘણી બસો ઊભેલી હતી. ધર્મશાળાઓ અને આસપાસનાં મકાનો બધાં ભરચક હતાં. પ્રમાણમાં આ ગામની બાંધણી સારી લાગી. અને ગામ પણ સ્વચ્છ લાગ્યું.

સંગમસ્થાન ઘણું નીચું અને ઊંડું છે. સંખ્યાબંધ પગથિયાં ઊતરવાં પડે છે. તે પણ સીધાં અને મોટાં મોટાં હોવાથી ચઢતાં-ઊતરતાં ઘણું ધ્યાન રાખવું પડે છે. પણ આ બધી કઠિનાઈનો બદલો સંગમદર્શનથી મળી રહે છે. વાહ! વાહ! શું સુંદર સુભગ મિલન! ઊછળતી કૂદતી અને પોતાનો અતુલ જલવૈભવ દાખવતી અલકનંદા અહીં ખરેખર ખૂબ તોફાની અને મસ્ત લાગે છે. પાણીના તો દરિયાની માફક મોટા મોટા લોઢ ઊછળે છે. રક્તાંગી ગૌરવર્ણ, અતુલ જલસંપત્તિની સ્વામિની અલકનંદા, પોતાના વૈભવમાં રાચતી ધનવાન મોટી બહેનને ઘડીભર ભૂલી જાય છે કે પોતાને મળવા અને અત્યંત પ્રેમથી ભેટવા કોણ ઉત્સુકપણે આવી રહ્યું છે. નીલાંગી મંદાકિની પોતાના નામને ચરિતાર્થ કરતી શાંત, સૌમ્ય અને મધુર નિનાદ કરતી ધીમે ધીમે પણ સ્વમાની મક્કમ પગલે આવી રહી છે. તદ્દન પાતળીશી મંદા આ જાજરમાન મોટી બહેનથી જરા પણ દબાતી નથી, ઓઝવાતી નથી. પોતાનું સ્વતંત્ર વ્યક્તિત્વ સાચવતી છતાં મોટી બહેન પ્રત્યેનાં પ્રેમ અને ભક્તિમાં જરા પણ ખામી જણાવા નથી દેતી. સંગમ થયા પછી પણ થોડે દૂર સુધી એનો નીલવર્ણ પ્રવાહ

ધીરે ધીરે જુદો જ વહે છે. પછી પાતળો ને પાતળો થતો જાય છે, અને આખરે મોટી બહેનની ગોદમાં સમાઇ જાય છે. આ અત્યંત મનોહર દૃશ્ય લગભગ એક કલાક સુધી ઘાટને પગથિયે બેસીને જોયું. ઘાટ પરથી નીચે પાણીમાં ઊતરવાનું મન થયું. અહીં પાણીનો વેગ ઘણો જ ભયંકર હોવાથી મોટી મોટી લોખંડની સાંકળો બાંધી રાખી છે, તેને પકડીને જ નીચે પાણીમાં ઊતરી શકાય. મેં પણ નીચે ઊતરીને સંગમજલ માથે ચઢાવ્યું, આંખે લગાડ્યું, પીધું અને પગથિયાં પરના લોકોને આપ્યું. હાથ જોડીને પ્રાર્થના કરી કે "હે માતા, તારા આ અખૂટ જલભંડારથી આસપાસના બધા પ્રદેશોને પરિપ્લાવિત કરી દે, ધાન્ય અને ફલફૂલોથી ભરી દે અને તારાં બાળકોને સુખી કર." સૌ સગાંસ્નેહી અને મિત્રજનોને પણ આ વખતે યાદ કરીને જળનું આચમન લીધું.

મોડું થતું હતું, છતાં અહીંથી ઊઠવાનું ગમતું ન હતું. છેવટે ઊઠવું જ પડ્યું. હવે તો પાણીનાં છાંટા આવવા પણ શરૂ થયા હતા. થોડે ઉપર મહાકાલીનું મંદિર છે ત્યાં દર્શન કર્યાં. અહીં થોડાં કેળવાયેલ સાધુસાધ્વીઓનો ભેટો થયો. વળી થોડું ઉપર ચઢયા, શ્રી રુદ્રેશ્વર મહાદેવનું મંદિર છે, ત્યાં દર્શન કર્યાં. અહીં એક ૯૫ વર્ષના બુઢ્ઢા અને સુરદાસ સાધુબાબા રહે છે. એમના વિષે ખૂબ સાંભળેલું કે તેઓ ઇ. સ. ૧૯૧૪માં અહીં સંગમસ્નાન કરવા આવેલા. તે વખતે ઘાટ વગેરે કંઇ નહોતું. સંગમ સુધી જવાનો રસ્તો ઘણો કપરો અને જોખમી હતો. યાત્રીઓને રહેવા માટે કોઇ સગવડ નહોતી. સાધુ બાબાએ નિશ્ચય કર્યો કે પાંચ પ્રયાગમાંનું આ એક પ્રયાગ મહાન તીર્થ ગણાય છતાં અહીં કોઇ જાતની સગવડ નહીં તે ચલાવી શકાય નહીં. તેઓએ ભારતભરનાં મોટાં મોટાં શહેરોમાં ઘૂમીને ભાવિક લોકો પાસેથી ધન એકઠું કર્યું, અને અહીં આવીને કામ ચાલુ કર્યું. સૌથી પહેલો આ ઘાટ બંધાવ્યો. મંદિરોના જીર્ણોદ્ધાર કરાવ્યા, ધર્મ-

શાળાઓ બંધાવી, અને તે ઉપરાંત અહીંની પ્રજામાં શિક્ષણનો પ્રચાર કરીને સ્કૂલો, હાઇસ્કૂલ અને છેવટે કૉલેજ પણ શરૂ કરાવી. અહીંનું દવાખાનું પણ એમણે જ શરૂ કરાવ્યું. આ રીતે ધાર્મિક તેમ જ સામાજિક અનેક ઉપયોગી કાર્યો તેમણે કર્યાં. અહીંની પ્રજા તેમને દેવસ્વરૂપ ગણે છે. આવા મહાન સાધુનાં દર્શન કરતાં ખૂબ આનંદ થયો.

પાછાં વળતાં ચાલતાં ચાલતાં ફરી અલકનંદાએ કેમ જાણે સાદ પાડ્યો, એટલે મન હાથ ન રહેતાં જ્યાં રસ્તો મળ્યો ત્યાંથી નીચે ઊતરી ગયાં. કાંઠાની રેતી અત્યંત ઝીણી, મુલાયમ અને સફેદ હતી. એમાં રમવાની અને રેતી ઉછાળવાની ખૂબ મજા પડી. પાણીમાં મોટા મોટા ગોળ ખડકો હતા. તેમાંના એક ખડક પર બે ગઢવાલી યુવતીઓ બેઠી બેઠી પાણી સાથે રમત કરી રહી હતી. તેઓએ અમને જોયા એટલે હસી હસીને બોલાવવા લાગી. અમે પાણી ઓળંગીને એ ખડક પર ગયા. તેઓ પાસે પાણી ભરવાના મોટા મોટા સાંકડા મોઢાના અને ગળા પર કારીગરીવાળા ઘડા હતા. અમે ઘણી વાતો કરી. તે બંને હિંદી સારું બોલી જાણતી હતી. આમાંની એક તો ઘણી જ સુંદર અને ચાલાક લાગતી હતી. અમને લાગ્યું કે આ યુવતી જરૂર ભણીગણી હશે. પરંતુ પૂછ્યું ત્યારે માલૂમ પડ્યું કે એ તદ્દન નિરક્ષર હતી. તે છતાં તેની નમ્ર રીતભાત, વિવેક, અને વાક્ચાતુરીએ અમને મુગ્ધ કર્યાં. બહાર નીકળીને રેતીમાં અમે બધાં સાથે રમ્યાં અને આવી ઝીણી સુંદર રેતીના લાડુ વાળવાનો આનંદ પણ લીધો. પછી પેલી બે બહેનોની રજા લઇને ઢોળાવ ચઢીને પાછા રસ્તા પર આવ્યા.

પુલ ઓળંગતાં પાછાં પાળ પર બેસીને નદીને આંખ ભરીને જોતાં હતાં તેવામાં સામેથી નાકમાં મોટી મોટી વાળીઓ પહેરેલી બે મજૂરસ્ત્રીઓ આવતી દેખાઇ. અમારી પાસે આવતાં તે થંભી ગઇ

અને ટીકી ટીકીને જોવા લાગી. અમે હસીને તેઓને પાસે બોલાવી અને તેમની નાકની વાળીઓનું બારીકાઇથી નિરીક્ષણ કર્યું. આ વાળીઓ લગભગ ચારથી પાંચ તોલા સોનાની હોય છે. અંદર પરવાળાનું બારીક કલામય જડતર હતું. અને નાક લચી ન પડે તે માટે ઉપરથી ત્રણ બંધે બાંધીને વાળ પરથી સાંકળી લઇને છેક બીજા કાને બાંધી દીધી હોવાથી સારી પેઠે ફીટ રહી શકે છે. આમાંની એક બાઈનું નાક વાળીના ભારથી તૂટી ગયેલું. એટલે બીજી જરા ઉંચી જગાએ કોચાવીને પણ પાછી વાળી તો પહેરેલી જ. આ વાળી તે આ લોકોમાં સૌભાગ્યની નિશાની ગણાય છે. છોકરીનાં લગ્ન થાય ત્યારે જ સાસરા પક્ષેથી નાકમાં વાળી પહેરાવવામાં આવે છે. જરા પૈસાદાર ઘર હોય તો વધારે વજનની વાળી હોય છે. આ બેઉ સ્ત્રીઓ પોતાનાં ખેતરમાં ગોબરનું ખાતર નાખીને ખાલી સૂડલાં (કંડી) ખભા પાછળ લટકાવીને પાછી આવતી હતી. તેમનાં ખેતરમાં ભાત જેવું કંઇક ધાન્ય અને શાકભાજી થાય છે એમ તેઓએ જણાવ્યું. પછી એમણે અમારા વિષે ઈંતેજારી બતાવી કે અમે કયાંથી આવ્યાં, કયાં જવાનાં વગેરે. અમે એમને અમારી યાત્રાનો કાર્યક્રમ કહ્યો, એટલે આરતી સામે આંગળી ચીંધીને પૂછે કે "યે તુમારી કૌન હોતી હૈ ?" એણે ખાખી ફ્રોક પહેરેલું. તે જોઇને કદાચ તેઓને આશ્ચર્ય લાગ્યું હશે. મેં કહ્યું કે "એ મારી દીકરી છે." એટલે સંતોષ પામીને હસીને નમસ્કાર કરીને ચાલતી થઇ.

ગામમાં ઠેર ઠેર ફળોનાં વૃક્ષો સારા પ્રમાણમાં છે. સાધુસંન્યાસીઓની ઝૂંપડીઓ પર દરાખના વેલા પણ ચડી ગયેલા અને અંદર નાની નાની કાચી દરાખોનાં ઝૂમખાં પણ જોયાં. પાછાં વળતાં રસ્તા પર હોસ્પિટલ અને શાળાનાં પાટિયાં વાંચતાં આનંદ થયો. કોઇને પૂછી જોયું કે "અહીં કેટલી શિક્ષણસંસ્થાઓ છે?" તો જાણવા મળ્યું કે રુદ્રેશ્વર મહાદેવવાળા પેલા વૃદ્ધ પૂજનીય સંન્યાસીની ખંતથી

આ ગામને બહુ સારી અને ઉપયોગી સંસ્થાઓની ભેટ મળી છે. શાળા, ધર્મશાળા, કૉલેજ, હૉસ્પિટલ ઉપરાંત એક આયુર્વેદિક ઔષધાલય અને સંસ્કૃત મહાવિદ્યાલય પણ ચાલે છે. આ સંન્યાસી જન્માંધ હોવા છતાં ખૂબ તીર્થયાત્રા કરતા હતા. અહીં અલકનંદા અને મંદાકિનીના પવિત્ર સંગમસ્થળે આવ્યા ત્યારે એક પુરાણા ખંડિયેર મંદિર સિવાય બીજું કંઇ નહોતું. ઉત્તરાખંડના પાંચ પ્રયાગોઃ દેવપ્રયાગ, કર્ણપ્રયાગ, વિષ્ણુપ્રયાગ, ગુપ્તપ્રયાગ અને રુદ્રપ્રયાગમાંના એક અને વિશેષ મહત્ત્વ ધરાવતા પ્રયાગની આ દશા જોઇને તેઓ અહીં જ રહી ગયા. તનતોડ મહેનત કરીને યાત્રાળુઓ તથા જનતાના હિતાર્થે સંસ્થાઓ ઊભી કરી. આ બુઝર્ગ સાધુનું નામ શ્રી. સચ્ચિદાનંદ સ્વામીજી છે. એમના વિષે આવી આવી વાતો સાંભળીને એમનાં ફરી દર્શન કરવાની અને એમની સાથે વાતચીત કરવાની ઇચ્છા જાગી. અત્યારે તો રાત પડવા આવી હતી; એટલે સવારમાં પ્રયાણ વખતે જરા વહેલાં નીકળીને એમનાં દર્શન કરીને જ ગામ છોડવું એવો વિચાર રાખ્યો.

ડાક બંગલા પાસે પહોંચતાં પાસેના નાના ચોગાનમાં થોડાં તંદુરસ્ત બાળકોને ફૂટબોલ ખેલતાં જોયા. ભોજન આદિથી પરવારીને બગીચાની પાળ પર પ્રાર્થના કરવા બેઠા. ગીતાના શ્લોકો બાદ આજે તો ખૂબ ભજનો ગાયાં. રામધૂન લગાવીને પ્રાર્થના પૂરી કરી.

હવેથી અમારી પેદલયાત્રા શરૂ થવાની હોવાથી ચાર વાગે ઊઠીને પરવારીને પાંચ વાગે નીકળવાનું હતું. એટલે વહેલા સૂઈ જવું હતું. ઘેર પત્ર લખ્યો, ડાયરી લખી, અને ઊંઘી ગયાં. સવારમાં સાડાત્રણે જાગ્યાં. પ્રાર્થના કરી ત્યાં ચાર વાગવા આવ્યા અને હલચલ શરૂ થઈ ગઈ. ડંડીવાળાઓ, મજૂરો અને ખચ્ચરો તૈયાર થતાં હતાં. અમે પણ તૈયાર થવા લાગ્યા. ડાક બંગલો છોડ્યો ત્યારે ૫ અને ૧૦ મિનિટ થઈ હતી. ચાલતાં ચાલતાં પેલા સાધુમહારાજ પાસે પહોંચ્યાં.

એમને પ્રણામ કર્યા. તેઓ બહુ જ રાજી થયા, અને આ સ્થળના માહાત્મ્યનું વર્ણન કરવા લાગ્યા. તેઓએ કહ્યું કે અલકનંદા જ આદિ ગંગા છે. જે વિષ્ણુ ભગવાનના હૃદયમાંથી નીકળીને શિવજીની જટામાં પડે છે. અને ત્યાંથી મનુષ્યલોકમાં આગળ વધે છે. હિમાલય પર્વત તે નરનારાયણ છે, જેના નામસ્મરણથી પણ ભવભવનાં પાપો ટળે છે. ગંગાનાં અનેક સ્વરૂપો છે. તેની પાંચ મુખ્ય ધારાઓ છે. તેઓએ એક સુંદર મંત્ર અમને આપ્યો: "नारायणाय नमः वासुदेवाय नमः, शिवाय नमः" અને આ મંત્રનું અવારનવાર સ્મરણ કરવા કહ્યું ને અમારી યાત્રા ખૂબ સુખરૂપ થશે તેવા આશીર્વાદ આપ્યા. અમે પ્રણામ કરીને એમના ભંડેળમાં ફૂલપાંખડી અર્પણ કરીને ત્યાંથી નીકળ્યાં. ચારેક માઈલ ચાલીને તડકો વધતાં કંડીમાં બેસી જવું પડ્યું. પૂ. સ્વામીજીના સત્સંગથી મન ખૂબ આનંદમાં હતું.

આ પ્રવાસમાં મંદાકિની અમારી ચિરસાથી હતી. વાંકીચૂંકી આડીઊભી ચાલતી ચાલતી એ અમારો સાથ નહોતી છોડતી. રસ્તો ચઢાવઉતારવાળો હોવાથી કોઈવાર મંદાકિની અમારા રસ્તાની લગભગ સપાટી પર આવી જતી, તો કોઈવાર અત્યંત ઊંચી કરાડ પરથી વાંકા વળીને દૃષ્ટિ કરીએ તો જ એનાં દર્શન થાય. પણ એનું સતત મધુરું સંગીત તો કાનને આહ્‌લાદ આપ્યા જ કરતું હતું. મંદાની સુકુમારતા અને નમણાશ ખાસ ધ્યાન ખેંચે તેવાં છે. પાણીના સારા જેવા જથ્થાને ખેંચી લાવીને પ્રિય મોટી બહેનને ભેટ ધરતી મંદા ક્યારેય વિકરાળ સ્વરૂપ ધારણ કરતી ન દેખાઈ. રસ્તામાં મોટા મોટા ખડકોના અવરોધો હોય ત્યારે તેને વટવા માટે પાણીની ધીમી થપાટો મારીને ઝીણી ઝણના ફુવારાને ચોમેર ઉડાડતી મંદા વિશેષ સૌન્દર્યવતી દેખાય છે. બેઉ કિનારા લીલાછમ છે. ત્યાં આલુ બુખારાનાં પુષ્કળ ઝાડો છે. હવે આવતા ડુંગરોમાં હરિયાળી ખૂબ જણાવા લાગી. વાતાવરણમાં ઠંડક લાગતી હતી. અર્ધે રસ્તે પહોંચ્યા ત્યારે પાછળથી



ભાંડરડાં

નાનાં પણ સુંદર મંદિરો જોયાં. તેમાંનું એક શ્રી ગંગામાતાનું હતું. તેમાં ગંગાજીની મૂર્તિ બહુ જ ભાવપૂર્ણ હતી. ત્યાંના બાવાજીએ અમને ઠંડું પાણી પાયું. અહીં દરાખના વેલા સારા પ્રમાણમાં હતા. રસ્તે રસ્તે કમાનો પણ દરાખના વેલાની જ હતી. અંદર કાચી દરાખનાં ઝુમખાં બહુ જ સુંદર દેખાતાં હતાં. આ આખે રસ્તે P. W. D. તરફથી પીવાના પાણીની અને કુદરતી હાજતે જવાની ગોઠવણો બહુ સારી રાખવામાં આવી છે. પીવાના પાણી માટે તો નાના ઝરાઓને એક જ પ્રવાહમાં વાળી લઈને એ પાણીને એક બાંધેલા પહોળા થાંભલામાં એકઠું કરવામાં આવે છે. ત્યાં પાણીને ચોખ્ખું કરવા માટે દવા અને રેતીનો થર હોય છે. એટલે યાત્રિકોને આ પાણી પીવામાં કોઈ જાતના નુકસાનનો ભય નથી રહેતો. આ પાણી થાંભલામાંના એક ખુલ્લા નળ વાટે સતત વહ્યા કરે છે. જાનવરો પણ અહીંથી પી શકે છતાં જરાપણ ગંદકી ન થાય તેવી ગોઠવણ છે. સંડાસ માટે પણ રસ્તામાં ઠેરં ઠેર કંતાનની ઓરડીઓ ઘણી જ સુશોભિત રીતે બાંધવામાં આવેલી છે. ઉપર રંગીન ઝંડીઓ ફરકતી રાખવામાં આવી છે, અને ત્યાં સુધી પહોંચવાના રસ્તા પર સુંદર રંગબેરંગી કમાનો મૂકવામાં આવેલી છે. નીચે સફેદ પથ્થરોની બે લાઈનો રાતના પણ રસ્તો સ્પષ્ટ દેખાય તે માટે હોય છે.

મંદાને બેઉ કિનારે પર્વતોમાં પગથિયાં જેવા ચકોતર કાપીને ઢોળાવવાળી ખેતી સારા પ્રમાણમાં જોવામાં આવી. તે ઉપરાંત કેટલાંક નાનાં ઝૂંપડાં જોયાં, અને એ ઝૂંપડાંમાંથી ધોધબંધ વહેતા ઝરા દોડીને મંદાને મળી જતા હતા. આ જોઈને ઘણું આશ્ચર્ય થયું કે ઝરાને વહેવા માટે વળી ઉપર ઝૂંપડું કેમ બનાવવું પડ્યું હશે! કંડીવાળા મજૂરોને પૂછ્યું તો માલૂમ પડ્યું કે એ તો ઝરાના પ્રવાહના બળથી ચાલતી લોટ દળવાની ઘંટી છે. મંદા છે તો નાનીસરખી પણ ઘણી જગાએ ઊંડાણવાળી હોવાથી એને ઓળંગવા માટે ઠેરઠેર

દોરડાંના કાચા ઝૂલતા પુલો બનાવવામાં આવ્યા છે. આપણને તો પગ મૂકતાં પણ બીક લાગે તેવા એ પુલો પરથી અહીંના રહેવાસીઓ ધમધમ ચાલી જાય છે. આ પુલો ઘણા જ સુંદર દેખાય છે.

રસ્તામાં આંધી નડી. વીજળીના ઝબકારા થયા અને ગગડાટ પણ ઠીક જેવો થવા લાગ્યો. પણ છેવટે બધું શાંત પડ્યું, અને અમે અમારા નિયત સ્થાન ચંદ્રાપુરીની લગોલગના નાના ઝૂલતા પુલ પર આવી પહોંચ્યાં.

પુલ વટીને શહેરમાં આવ્યા. તદ્દન સાંજ પડી ગઈ હતી. બપોરના તાપથી માથું સહેજ ચડ્યું હતું. એટલે આસપાસની શોભા જોવામાં મન ન ચોંટ્યું. અમને આપવામાં આવેલું મકાન બરાબર નદીકિનારે છે. અમારી બારી પાસેથી એક ઝરણું સુંદર અવાજ કરતું મંદાને મળવા દોડી જાય છે. મકાનની પાછળ સરસ બગીચો છે. તેમાં કેળ, આલુ, ખુબાની દ્રાક્ષ, દાડમ અને બીજાં અનેક ફળોનાં ઝાડ છે. અમારી ગેલેરીમાંથી આ દશ્ય અત્યંત સુંદર દેખાય છે. ગેલેરી આખી દરાખના વેલાના ભારથી લચી પડેલી. અંદર કાચી દરાખનાં ઝૂમખાં ખૂબ શોભતાં હતાં. અત્યાર સુધી તો અમે જ્યાં જ્યાં ઊતર્યાં છીએ ત્યાં ત્યાં લગભગ બધે જ પાણીનો સુખદ સહવાસ મળ્યો છે. ગામમાં ફરવાનો મોકો તો ન મળ્યો. સવારમાં વહેલા ઊઠીને ચાલવાનું એટલે પ્રાર્થના-ભોજનથી પરવારીને એક ખૂણામાં મીણ-બત્તીને અજવાળે ડાયરી લખવા બેસી ગઈ છું.

સવારમાં વહેલું ચંદ્રાપુરી છોડવું હતું, છતાં જરા જરા અજવાળું તો થઈ જ ગયું. ચાલવામાં સુગમતા પડે તે માટે આજથી સાડી-ઓને તિલાંજલિ આપીને શર્ટ, પાટલૂન અને ગરમ કોટ ચડાવી દીધેલા. તૈયાર થઈને બહાર આવ્યાં ત્યાં સામાન હજુ ખચ્ચરોની પીઠ પર બંધાતો હતો. એટલો વખત અમારા પેલા પાડોશી ઝરણાને કિનારે કિનારે અમે પણ નીચે મંદાને મળવા દોડી ગયાં. સોહામણી સુંદરી

મંદાએ અમને આવકાર્યાં. ઘણીવાર સુધી અમે એની શોભા અને વિશેષતા નિહાળી. સામે કાંઠેથી રેતીના કેટલાક થરો ગુલાબી ઝાંયવાળી રેતીના હતા. આ મંદા તરફના આટલા અનિવાર્ય આકર્ષણથી મને જ આશ્ચર્ય થયા કરતું હતું. તેનું કારણ આગળ જતાં સમજાયું. લલિતાંગી મંદાને સંગમસ્થાનથી અત્યાર સુધી મુગ્ધ ભાવે નિહાળતી આવી છું. એને ક્યારેય સ્વચ્છંદી બનતી નથી જોઈ. એના પ્રવાહમાં એક પ્રકારનું મધુર સાતત્ય છે, કોમળતા છે, અને કર્ણમધુર નિનાદ છે. એને કોઈ ઊંચી જગાએથી નીચે ભૂસકો મારવો હોય તો એ ધમ્મ દઈને નીચે નથી પડતી, પણ છેક સુધી પગથિયાં જેવું બનાવીને રૂમઝૂમ રૂમઝૂમ કરતી નીચે ઊતરે છે. આવી અપૂર્વ શોભા જોતાં જોતાં ઉપર આવતાં હતાં ત્યાં એક ઝૂંપડા જેવું દેખાયું. અને એની નીચેથી ધસારાબંધ પાણી વહેતું હતું. આ પાણીના વેગથી ચાલતી લોટ દળવાની જળચક્કી જ હતી પેલા ઝરણાને એક મોટા પહોળા લાકડાના થડને અંદરથી કોરીને એમાં વાળી લેવામાં આવ્યું હતું. એ લાકડાના થડનો બીજો છેડો પેલા ઝૂંપડાના નીચેના પોલાણમાં આવેલા થાંભલા પર પડતો હતો. પાણીના વેગથી તે થાંભલો ગોળ ગોળ જોરથી ફરતો હતો. હવે અમે બાજુમાંથી એ ઝૂંપડાના બારણાને ઉપાડીને અંદર ગયાં, તો પેલા નીચેના થાંભલાના ઉપરના ભાગ પર લોટ દળવાની ઘંટીને ફીટ કરવામાં આવેલી. તે ઘંટી પણ જોરથી ફરતી હતી. ઝૂંપડાના છાપરા પરથી દોરી બાંધીને એક કરવાળા (ગરણી) જેવું લટકાવેલું, તેમાં ઘઉં ભરેલા હતા અને તેમાંથી થોડી થોડી વારે દસબાર દસબાર દાણા ઘંટીના મોંમાં ઓરાતા જાય, અને દળાઈને લોટ નીચે થાળામાં પડતો જાય. આવા નકામા વહેતા ઝરણાનો આ ઉપયોગ બહુ જ ગમ્યો.

ઉપર ખચ્ચરો, મજૂરો અને ડોળીઓ તૈયાર હતી. અમે ચાલવાનું જ પસંદ કર્યું. શરૂઆતમાં તો ઠીક ઠીક ઝડપથી ચાલી શકાયું, પણ અવારનવાર આવતા ચઢાણથી ચાલને સપ્રમાણ કરી

નાખવી પડી. અહીં પણ મંદાનો સાથ તો હતો જ. રસ્તામાં ઠેરઠેર નાનાં નાનાં ઝરણાં પોતાનો કરભાર લાવીને મંદામાં ઠાલવતાં હતાં. હવે પહાડોમાં ખૂબ લીલોતરી દેખાવા માંડી હતી. લીલાછમ જેવા નાના નાના મરવાના ભારથી લચી પડેલા આંબા પણ સારા પ્રમાણમાં દેખાયા. અખરોટ અને દાલચીનીનાં વૃક્ષો પણ શોભામાં સારી જેવી અભિવૃદ્ધિ કરતાં હતાં. અહીંના આંબા ચોમાસામાં જ પાકે છે. અખરોટને ફળો લાગી ગયેલાં. કેટલીક જાતનાં સુંદર ફૂલો પણ ઘણાં દેખાયાં. ચમેલીને મળતાં એક પ્રકારનાં ફૂલો પણ ખૂબ પ્રમાણમાં હતાં. બીજા એક પ્રકારનાં લાલ રંગનાં ફૂલો જોયાં, તેનું નામ જાણવા ઘણી કોશિષ કરી પણ અમારી સાથે આવેલા લોકોમાંથી કોઈને ખબર નહોતી. "ચાઈના બોક્સ" ફૂલોનાં ઝાડનું ઢુંગલું* આવે ત્યારે તો જાણે અત્તરની શીશી ઢોળાઈ હોય એટલી સુવાસ આખા રસ્તા પર પથરાઈ જતી. આલુ બુખારા પણ વિપુલ પ્રમાણમાં દેખાતા હતા. અમારી સાથેનાં માણસોમાંથી વનસ્પતિ, ફળફૂલોની કોઈને માહિતી નહોતી એટલે પૂછવા છતાં કંઈ જાણવા મળતું નહોતું, એટલે થોડી નિરાશા પણ થતી હતી.

અત્યાર સુધી તો શ્વેત શુભ્ર હિમાચ્છાદિત શિખરો થોડીવાર ડોકિયાં કરીને પાછાં સંતાઈ જતાં, એમ સંતાકૂકડી ચાલ્યા કરતી. પણ હવે તો એક શિખર સતતપણે દેખાવા લાગ્યું. આપોઆપ મસ્તક નમી પડે એટલી સાત્વિકતા આ દૃશ્યમાં ભરી હતી. ઊગતા સૂર્યના તેજે પ્રતિબિંબિત થઈને જે સૌમ્ય આભા નીકળતી હતી તેની શોભા અવર્ણનીય હતી. એક તરફ આ દૃશ્ય જોવામાં તલ્લીન થતાં, ત્યાં બીજી તરફથી સુંદરી મંદા પોતાના તરફ દૃષ્ટિ કરવા પ્રેરતી. બંને દર્શનીય, કોને જોઈએ અને કોને છોડીએ?

* ઢુંગલું એટલે સીધો ઊગેલો છોડ કે ઝાડ નહીં પણ ઢગલા આકારમાં ફાલેલો છોડ.

## ૩. મંદાનું આકર્ષણ

ઉમાતણાં જે તપકેરી સાક્ષી
જેનાં જળોમાં કુળસિદ્ધિ પામી
મંદાકિની એ બહુ પુણ્યવંતી
તેને નમીને નમું હું ઉમાને.

લગભગ દસેક વાગે ગુપ્તકાશી પહોંચ્યાં. આ સ્થાન રુદ્રપ્રયાગથી ૨૪ માઈલ છે અને અહીંથી શ્રી કેદારનાથ પણ એટલું જ દૂર છે, એટલે બરાબર વચ્ચોવચ આવેલું છે. અહીં શિવજીનું મોટું મંદિર છે અને અંદર શ્રી વિશ્વનાથનું શિવલિંગ છે. કેદારખંડમાં આ સ્થાનનું નામ ગુપ્ત વારાણસી વર્ણવવામાં આવ્યું છે. મંદિરની પાસે મણિકર્ણિકા નામે એક કુંડ છે. અહીં શ્રી ચંદ્રેશ્વર તથા અર્ધનારીશ્વરનાં મંદિરો પણ છે. અહીં બજાર, ઔષધાલય અને પોસ્ટ ઑફિસ છે. અને થોડે દૂર મંદાકિનીના તટ પર ઉત્તરાખંડ વિદ્યાપીઠ નામની સંસ્થા છે.

એક ધર્મશાળાની ઓસરીમાં માળ પર ઊતરીને ટુવાલ, કપડાં લઈને કુંડ પર નાહવા ઊપડ્યા. પણ કુંડ પર તો અનેક ભાવિક યાત્રી સ્ત્રીપુરુષો નાહતાં હતાં, અને આસપાસ પણ મોટો માનવમેળો મંદિરનાં દર્શનાર્થે જામ્યો હતો. આમાં આપણું કામ નહીં

સમજીને એ પવિત્ર કુંડમાંથી ઘડા ભરીને પાણી મંગાવ્યું અને અમારી ધર્મશાળાના નીચેના રાંધણિયામાં જ નાહવાનું પતાવી દીધું. ત્યાં થોડાં લાકડાં પેટાવીને મગની ખીચડી મૂકી અને મંદિરમાં દર્શને ગયા. ગામમાં પણ લટાર મારી. અહીં એક વેપારીને ત્યાં રેડિયોમાં થોડા સમાચારો સાંભળવા મળ્યા, દુનિયાના કંઈક સંપર્કમાં છીએ એવો અનુભવ થયો. આજે થોડા કાગળો પણ લખીને પોસ્ટ કરી દીધા.

આખા ગામમાં કયાંય કાંદા ન મળ્યા. લોકોએ જણાવ્યું કે હવે પછી કયાંય મળશે પણ નહીં. આ યાત્રામાં લસણ–કાંદાનો ત્યાગ કરવો જોઈએ, એટલે કશે વેચાતા મળતા નથી. શાકની ગેરહાજરીમાં કાંદાથી સારું ચાલતું હતું. પણ હવે તો માત્ર બટાકાથી જ ચલાવવાનું હતું. આજે ત્રણ દિવસથી બટાકાનું શાક અને સાથે કાંદા ખાતાં આવ્યાં છીએ. પણ હવે તો માત્ર બટાકા જ બીજા ૧૮ દિવસ મળવાના હતા. લીલાં શાકભાજી આ મોસમમાં અહીં મુદ્દલ મળતાં નથી. નીચેના વિશાળ આંગણામાં અનેક યાત્રીઓ, સાધુસાધ્વીઓ ઊતરેલાં. બધાં જ રસોઈ અને ખાવાની ખટપટમાં પડેલાં. એક સાધુ મહારાજ નાની થાળીમાં લોટ કાઢીને પાસેની પિત્તળની બાલદીમાંથી થોડું પાણી લોટમાં ભેળવીને ગુંદી ગુંદીને મોટા ગોળા વાળીને, અને જરા મીઠું અને મરચાની ભૂકી :અડાડીને ગળક ગળક ગળી જતા હતા. આ મજાનું ! બીજી ખટપટ જ નહીં. કોઈ વળી લોટ દૂધમાં અડવાળીને પી જતા જોવામાં આવતા; કોઈ રોટલા બનાવતા, તો કોઈ ભાત ખીચડી રાંધીને જમતા, કોઈ સાથે લાવેલા ભાથામાંથી નાસ્તો કરીને જ સંતોષ માનતા, તો કોઈ ધર્મશાળાની દુકાનેથી પૂરી બટાકા લાવીને ઉદરપૂર્તિ કરતા. આમ ભોજનના વિવિધ પ્રકાર જોવા મળ્યા. નીચે ઊતરીને પેલા સાધુબાવાને પૂછ્યું કે "તમે એકલા લોટના ગોળા ખાધા છે તે પેટમાં નડશે નહીં ?" તો કહેવા લાગ્યા કે

"वह तो सत्तु था, लेकिन साधुको क्या सत्तु और क्या कच्चा आटा, जो कुछ परमात्माकी दयासे मिले वही प्रसाद समजकर खा लेना चाहिये।" એક સાધુ મહારાજને અંગ્રેજીમાં વાતો કરતા સાંભળ્યા. અમને એટલામાં ફરતા અને બધા સાથે વાતો કરતા જોઈને તેઓ પણ અમારી સાથે વાતો કરવા આવ્યા અમે પૂછ્યું, "મહારાજ, આપ કહાંસે આ રહે હૈં?" એમણે કહ્યું કે "હું સાધુ નથી, પણ રેશમનો વેપારી છુ. પણ યાત્રામાં વધારે સગવડ પડે તેથી આ ગેરુવા રંગનાં કપડાં પહેર્યાં છે." આ સાધુ પણ ખરા! અહીં ફરીને ખૂબ જોવા-જાણવા મળ્યું.

જમી પરવારીને પ્રયાણ કરવા ધાર્યું ત્યાં વરસાદ શરૂ થયો. જવું કે ન જવું તેની દ્વિધામાં પડી ગયા. વરસાદ જરા ધીમો પડતાં ચાલવા તો માંડ્યું, પણ રસ્તામાં વરસાદ ખૂબ વધ્યો. એટલે દોઢ માઈલ પરની એક મઢીમાં થોભી ગયાં. અહીં લગભગ બધી જ ચટ્ટીઓ અને ધર્મશાળાઓ ભરાઈ ગયેલી. અમે જ્યાં થોભ્યાં તે ધર્મશાળામાં માળ પર ગયા, તો ત્યાં પણ બેસવાની જગા નહીં. અનેક ભગત-ભિખારી અને યાત્રીઓ પોતાના માટે જગા રોકીને બેસી ગયેલા. લાંબો ઓરડો હતો અને ખીચોખીચ વરસાદથી ભીંજાયેલા અને પસીનાની દુર્ગંધથી બહેકતા લોકો જગા માટે પડાપડી કરતા હતા. વાતાવરણ અત્યંત ગૂંગળાવતું હતું, પણ બહાર તો નીકળાય તેમ જ નહોતું. અત્યાર સુધી તો બધે જ સારું અને પ્રમાણમાં સ્વચ્છ રહેવાનું મળેલું. પરંતુ આવા અનુભવની પણ જરૂર હતી. માખીઓ કહે મારું જ કામ. આરતી અત્યંત સુગાવા લાગી. પણ એને સમજાવ્યું કે મોટા ભાગના લોકો આવી કઠિનાઈ સહન કરીને જ યાત્રા કરે છે. એટલે આપણે કોઈ વાર આવો અનુભવ કરવો પડે તો તેથી મૂંઝાવું કે સુગાવું ન જોઈએ. આપણે ક્યાં બીજા જેવી મામૂલી યાત્રા કરવી છે? એમાં કાંઈક વિશેષતા અને કાંઈક રોચકતા તો જોઈએ જ.

વધારે સગવડવાળી યાત્રા ન થઈ શકે તો કાંઈ નહીં, પણ છેવટ વધારે કષ્ટપ્રદ યાત્રા કરવારૂપી વિશેષતાનો લહાવો લેવામાંથી શા માટે ચૂકીએ? ફરક માત્ર દષ્ટિભેદનો જ છે. સુખ અને દુઃખ, સગવડ અને અગવડ એ બધાને આપણે સમાનભાવે ઈશ્વરનો અનુગ્રહ સમજીને બરદાસ્ત કરી શકીએ તો જ યાત્રામાંથી કંઈક મેળવ્યું ગણાય.

એકાદ કલાકે વરસાદનું જોશ જરા નરમ પડ્યું, એટલે થોડા ભીંજાવાનું જોખમ લઈને પણ આ દોજખમાંથી બહાર અમે નીકળ્યાં.

સાંજના ૭ સાડા ૭ વાગે ફાટા પહોંચ્યાં. ત્યાં પણ વરસાદને લઈને બધી જ ચટ્ટીઓ અને ધર્મશાળાઓ ભરચક હતી. ક્યાંય જગા ન મળી. અમારો એક ભોમિયો આગળ ગયેલો તે પણ વીલે મોઢે ફાટાના પાદરમાં જ અમને સામો મળ્યો અને આ સમાચાર સંભળાવ્યા. છેવટે બજારમાં એક ગંદી અને રસ્તા સરસી નાની ઓસરી મળી તેમાં પડાવ નાખ્યો. અમારા સામાનથી જ અર્ધી ઓસરી તો ભરાઈ ગઈ હતી. રાત્રે સૂવાનો તો પ્રશ્ન જ આટલી જગામાં ઉપસ્થિત નહોતો થતો. અમારી સાથેનાં માજીને રસ્તાના વરસાદથી તાવ અને શરદી થઈ આવ્યાં, તેમને બિછાનું કરીને સુવાડ્યાં. ઉપરને માળે થોડી પંજાબી બહેનો ઊતરેલી, ત્યાં તપાસ કરવા ગયાં તો ત્યાં પણ સળી સંચરે તેટલી જગા નહીં. છતાં તે ભલી બહેનોએ કહ્યું કે "અમે બધાં દબાઈને સૂઈશું અને તમે બે ત્રણ બહેનો આવશો તો સમાસ થઈ જશે." અમે તેઓનો આભાર માન્યો. નીચે ગયાં તો ફાટા સ્કૂલના હેડ માસ્તર આવેલા. એમને ખબર પડી કે કેટલાક યાત્રીઓ જગા વિના મૂંઝાય છે એટલે તેઓ તરત જ દોડી આવ્યા અને અમને એમની નિશાળમાં આવીને ઊતરવા સ્નેહભર્યું આમંત્રણ આપ્યું. વરસાદ જરા જરા ચાલુ જ હતો. અમારી સાથેનાં બીમાર માજીને હવે ઉપાડીને એક દોઢ ફર્લાંગ ચલાવી શકાય તેમ નહોતું, એટલે અમારામાંના અર્ધા લોકો એ સ્કૂલમાં બિસ્રા લઈને પહોંચ્યા.

આ સ્કૂલ ઘણી સરસ જગા પર હતી. મોટું વિશાળ પ્રાંગણ–જેમાં બાળકો આનંદથી રમતો રમી શકે તેવી ગોઠવણ હતી. આસપાસનું દૃશ્ય પણ બહુ જ સુંદર દેખાતું હતું. મકાનમાં વચ્ચેનો એક સૌથી મોટો ઓરડો, આસપાસ બે નાના ઓરડા અને મોટી ઓસરી આટલું હતું. અહીં લગભગ ૬૦ છાત્રો રહેતા હતા અને ચાર શિક્ષકો અને એક મુખ્ય શિક્ષક. સ્કૂલમાં તો ફાટા ગામ અને આસપાસનાં ગામનાં ૫–૭ માઈલના વિસ્તારમાં બાળકો મળીને લગભગ ૨૦૦–૨૨૫ની સંખ્યા હતી.

વચ્ચેના ઓરડામાં બધા છાત્રોને ભેગા કરીને પ્રાર્થના કરી. છાત્રોએ સુંદર ભજનો સંભળાવ્યાં. સુંદર, ગભરુ, નિર્દોષ ચહેરા અને આંખોવાળાં આ નાનાં નાનાં બાળકોનાં શરીર પર તદ્દન ફાટેલાં કપડાં હતાં. મેં માસ્તર સાહેબને પૂછ્યું કે "અહીંની સખત ઠંડીમાં બાળકોને આવાં કપડાંથી કેમ ચાલે છે? કપડાંનો કોઈ પ્રબંધ નથી?" એમણે એમની સ્થિતિનું વર્ણન કર્યું કે આ બાળકો એમને ઘેરથી કંઈ લાવી શકતાં નથી. કપડાં, ખોરાક બધું સ્કૂલે જ આપવાનું હોય છે. ખોરાકમાં તદ્દન સત્ત્વવિહીન એક પ્રકારનું સસ્તું ધાન્ય થાય છે તેના પર આ બાળકો નભે છે. કપડાં તો ઘેરથી પહેરીને આવ્યાં હોય તે ઉપરાંત કોઈ યાત્રી કંઈક આપી જાય તો તેમાંથી બનાવી આપીએ. અહીં રોકડાં નાણાંની ઘણી આફત. પૈસા ખરચીને ખરીદી શકાય તેવી ચીજો આ લોકો બહુ જ ઓછી ખરીદી શકે. પાસે પૈસાનો જ અભાવ. અનાજ તો વળી માગીભીખીનેય લઈ આવે. ત્યાંનું રસોડું પણ માત્ર ઘાસછાયેલું જ હતું. ચોમાસામાં ત્યાં ખૂબ પાણી ભરાઈ જાય એટલે રસોઈ પણ ન થઈ શકે ને જમવા પણ ન બેસી શકાય. એ ચાર મહિના અત્યંત કષ્ટમય કાઢવા પડે. આ બધું સાંભળીને હૃદય ખૂબ દ્રવી ગયું. આવી કઠિનાઈમાં પણ શિક્ષણનો પ્રચાર કરનાર અને આટલાં બાળકોને બહાદુરીથી નિભાવ-

નાર એ શિક્ષકબંધુ તરફ અત્યંત માન ઉત્પન્ન થયું. એ બધા શિક્ષકભાઈઓને અભિનંદન આપ્યાં અને પાછા વળતાં ફાટા આવીએ ત્યારે એમની અત્યંત જરૂરિયાતોની વસ્તુઓની યાદી તૈયાર રાખવા કહ્યું.

આ હેડમાસ્તરની એક સુંદર કન્યા નિર્મલા હતી. તે પણ પ્રાર્થનામાં સામેલ રહેલી. દસ વર્ષની આ કન્યામાં અદ્ભુત યાદશક્તિ અને અસાધારણ બુદ્ધિ જોઈને ખૂબ પ્રસન્નતા થઈ. માસ્તર સાહેબ આ કન્યાના અભ્યાસ માટે ખૂબ ચિંતિત દેખાતા હતા. કારણ કે ત્યાં તો પાંચમીથી આગળ ધોરણ નહોતાં અને આવી બુદ્ધિશાળી છોકરીનો અભ્યાસ ત્યાં જ સ્થગિત થઈ જાય તો એમનું સ્વપ્નું ધૂળમાં મળે. એમને તો પોતાની બાળકીને ખૂબ ભણાવી ગણાવીને એક સરસ સેવિકા બનાવવી હતી, જે આ પ્રદેશની બહેનોમાં શિક્ષણનો પ્રચાર કરી શકે. એમની આવી ઉચ્ચ ભાવના જોઈને એ કન્યાના વિદ્યાભ્યાસનો બોજો મેં લઈ લીધો. મેં કહ્યું કે અહીં થાય તેટલો અભ્યાસ કરાવીને એને મને આપી દેજો. મારી બે કન્યાઓની સાથે એને ત્રીજી ગણીશ, અને તમારા આદર્શો પ્રમાણે એના આગળ અભ્યાસની બધી વ્યવસ્થા કરીશ. એમના માથેથી એક મહાન બોજો ઊતર્યો હોય તેટલા એ રાજી થયા. મને પણ તેટલી ખુશાલી થઈ.

આ શિક્ષકભાઈને આ પ્રદેશની—એના ઇતિહાસની રજેરજ માહિતી હતી. એમણે ઝડપથી કેટલાક નકશા દોરીને આ પ્રદેશમાં આવેલાં કેટલાંક વિશેષતાવાળાં સ્થાનો બતાવ્યાં. મેં પૂછ્યું કે "હિમ-તનયા ઉમાજીએ તપ કરેલું તે જગા કઈ કહી શકાય?" તો એમણે જણાવ્યું કે કેટલોક વખત મંદાને કિનારે, કેટલોક વખત પહાડના ખડકોમાં અને પછી પત્ર-પુષ્પનો સૂક્ષ્મ આહાર પણ છોડીને એમણે તપ કરેલું, જે વખતે એમનું નામ "અપર્ણા" પડેલું. અને ત્યાર

યાદ હિમસી શીતલ મંદાના જળમાં ઊભા રહીને એમણે તપ કરેલું. મંદાકિની તરફ મને આટલું બધું આકર્ષણ શાથી થયું તેનું કારણ સમજાયું. ધન્ય એ મંદાકિની અને ધન્ય એ માતા ઉમા. બેઉ એક બીજાને પામીને ધન્ય બન્યાં. મારી દૃષ્ટિ સમીપથી કાળનો પરદો ઊંચકાઈ ગયો અને એક સુંદર નદી દેખાઈ. કમરબૂડ પાણીમાં એક શ્વેત વસ્ત્રધારિણી સ્ત્રીઆકૃતિ માળા ફેરવતી હતી. પાછળ બીજનો ઝાંખો ચંદ્રમા ડોકિયાં કરતો હતો. આસપાસ મોટા મોટા પહાડો અને ખડકો દેખાતા હતા. ચારે બાજુ ઝરણુંનો ખળખળ અવાજ આવ્યા કરતો હતો. વચ્ચે આ એક જ માનવશરીર નિર્ભય ચિત્તે પોતાની ભક્તિમાં તન્મય હતું. કમલકલીશાં આંખોનાં પોપચાં બિડાયેલાં હતાં. શી ભવ્ય તેજસ્વિતા એના મોં પર ? કેવું અજબ વ્યક્તિત્વ ! એમને જોતાં વાર મોટા મધાતાનું પણ મસ્તક નમી પડે એટલી પવિત્રતા હતી એ મોં પર. આજુબાજુનું કાંઈ પણ ભાન રાખ્યા વગર એ એકચિત્તે કશુંક પ્રાર્થી રહી હતી. એ હતાં મા ઉમા. શંકરને મેળવવા માટે એમણે મહા તપ આદર્યાં હતાં. આ માનસમૂર્તિને ભાવપૂર્વક પ્રણામ કર્યા. તરત જ શ્રી નંદલાલ બોઝનું શાંતિનિકેતનમાં જોયેલું ચિત્ર યાદ આવ્યું. એમાં ઉમાજી જ્યારે ખડકોમાં બેસીને તપ કરતાં હતાં તે વખતનો પ્રસંગ આલેખ્યો છે. ખડકોના પથ્થરોની વચમાં ઉમાજીની મૂર્તિ તદ્દન ઝાંખી બહુ જ ધ્યાનપૂર્વક જોઈએ તો જ દેખાતી હતી. શ્રી. બોઝને એ મૂર્તિ આટલી બધી ઝાંખી આલેખવા પાછળનું રહસ્ય પૂછ્યું, તો એમણે જણાવ્યું કે શ્રી ઉમાજી શંકરનું ધ્યાન ધરવામાં એટલાં બધાં તલ્લીન છે કે એ દેહનું ભાન ભૂલી ગયાં છે. એમની અવસ્થા આ ખડકોના પથ્થર જેવી જડ બની ગઈ છે, એટલે ખડકોની સાથે ખડક જેવાં જ એમને બતાવ્યાં છે. એમનાં તપ અને ભક્તિની ઉત્કટતા બતાવવા માટે એમની આકૃતિ આટલી અસ્પષ્ટ દોરી છે. ચિત્ર વિષેની આવી

સુંદર સમજૂતી સ્વયં ચિત્રકાર પાસેથી જ મેળવીને એ રીતે ચિત્રને ફરીવાર ધ્યાનપૂર્વક જોવામાં ખૂબ જ રસ પડેલો.

આવી રીતે મા ઉમાનાં તપની ભૂમિકાવાળી મંદા પોતાને માટે આપણામાં કોમલ ભાવોને જન્માવે તો શી નવાઈ?

રાત્રે ઉંદરોએ ખૂબ દોડાદોડી કરી મૂકી. આ નવા પરોણાઓને જોઈને તેઓ મોટી સંખ્યામાં ધસી આવેલા. જો કે અમારા બિછાનાથી દૂર જ રહેતા હતા કારણ કે અમે ધીમો દીવો રાખી મૂકેલો, છતાં પાંચપાંચ શેરના મોટા કદના ધૂસોને નિર્ભયપણે ટગર ટગર જોતા જોઈને અમારી ઊંઘ તો ભાગી જ ગયેલી. પછી તો દીવો જરા મોટો કરીને કાનમાં પૂમડાં ઘાલીને માથે ગોદડું ઓઢીને સૂઈ જ ગયાં તે છેક સવારે ચાર વાગે ઊઠ્યાં. દાતણપાણીથી ઝટપટ પરવારીને બિસ્ત્રા બાંધ્યા અને વધારાનો સામાન અહીં જ મૂકી જવાનું નક્કી કર્યું. કારણ કે અહીંથી રામપુર ચટ્ટી, ગૌરીકુંડ, અને કેદારનાથ એટલો જ રસ્તો કાપવાનો હતો. પાછા આવતાં ચાર દિવસ લાગે, એટલે ખચ્ચરો અને મજૂરોને થોડી રાહત મળે તે માટે ચાર દિવસ જેટલાં જ કપડાં સાથે રાખીને બીજો સામાન માસ્તર સાહેબને સોંપી દીધો.

પ્રભાતના ઝાંખા અજવાળામાં માસ્તર સાહેબે આસપાસ છાત્રોની મહેનતથી તૈયાર કરેલો બગીચો બતાવ્યો. લગભગ એકથી દોઢ એકર ચઢાણઉતરાણવાળી જગામાં મહેનત કરીને આ બધા છાત્રોએ ફળોનાં ઝાડ વાવ્યાં હતાં. હજુ તો એ બધાં ઝાડો શિશુ અવસ્થામાં જ હતાં. પણ પાંચ દસ વર્ષે જ્યારે મોટાં થઈને ફળો દેવા લાગશે ત્યારે છાત્રોનો ઘણોખરો ખરચ એની આવકમાંથી ઊકલી જશે, અને શાળા પગભર થઈ શકશે એવી માસ્તર સાહેબની ગણતરી હતી.

અમારી મંડળીના લોકો, ડોળીઓ, મજૂરો અને ખચ્ચરો સાથે આવી પહોંચ્યા. માસ્તર સાહેબ અને છાત્રોની વિદાય લીધી અને વળતાં પાછા આવવાનું વચન આપીને અમે વિદાય લીધી. વચ્ચે રામપુર રોકાવાનો પ્રોગ્રામ હતો, છતાં હવામાન સારું હોવાથી આગળ વધીને ગૌરીકુંડ જ પહોંચી જવા વિચાર કર્યો. રામપુરથી ગૌરીકુંડ વચ્ચે મંદા અનેરું સ્વરૂપ ધારણ કરે છે. અત્યાર સુધી લાવણ્યમયી મુગ્ધાના સ્વરૂપે જોયેલી મંદા અહીં ગૌરવર્ણ ધારણ કરે છે. આટલામાં એક જગાએ તે પોતાની સાહેલી સરસ્વતીને મળવા લગભગ પંદર ફૂટ ઊંચેથી ભૂસકો મારે છે. કિશોરી મંદાના ભૂસકામાં પણ એક પ્રકારનું માર્દવ હતું. આ દૃશ્યને અમે "મુવી" અને "સ્ટીલ" કૅમેરામાં ઝડપી લીધું. રસ્તામાં "ત્રિયુગી નારાયણ" જવું હતું, પણ વળતાં આવીશું એમ વિચારીને સીધા જ આગળ વધ્યા.

આ ત્રિયુગી નારાયણ નામનું તીર્થસ્થાન અહીં પર્વત પર આવેલું છે. અહીં શ્રી લક્ષ્મીનારાયણનું મંદિર છે અને બ્રહ્મકુંડ, વિષ્ણુકુંડ, રુદ્રકુંડ અને સરસ્વતીકુંડ ઘણા પવિત્ર મનાય છે. પહેલાંના વખતમાં અહીં હિમાલયના રાજાની રાજધાની હતી. હિમાલયના રાજાએ પોતાની પુત્રી પાર્વતીજીનો વિવાહ શિવજી સાથે અહીં જ કરેલો. હજુ પણ અહીં લગ્નમંડપ અને ચોરીના અવશેષો વિદ્યમાન છે. અહીં એક અખંડ ધૂણી બળતી રહે છે. કહેવાય છે કે શિવ-પાર્વતીના વિવાહમાં સાક્ષીરૂપે જે અગ્નિ પ્રજ્વલિત કરવામાં આવ્યો હતો તે જ અગ્નિ આજે ત્રણે યુગથી જલ્યા જ કરે છે. અને તેથી જ આ સ્થાનનું નામ ત્રિયુગી નારાયણ પડ્યું છે.

ગૌરીકુંડ આવીને ડાક-બંગલામાં ઊતરવાનો પ્રોગ્રામ હતો. પણ એ અત્યંત ઊંચાઈ પર એટલે ૫૦૦ ફૂટ ઉપર હતો, એટલે ગામની સાંકડી નેળ જેવો રસ્તો વટાવીને નદીકિનારેની એક મોટી ધર્મ-શાળામાં આવી પહોંચ્યાં. આ સ્થાન ખૂબ રમણીય લાગ્યું. ધર્મશાળાને

એટલે બેસીને કાંકરી ફેંકીએ તોપણ-મંદાના જળમાં પડે એટલી નજીક એ વહેતી હતી. ધર્મશાળા અને નદી વચ્ચેનો દસેક ફૂટનો રસ્તો પથ્થરની લાદીથી બાંધેલો હતો. નદીકિનારે બેસવા માટે પાળ પણ બાંધેલી હતી. અહીં મંદા અનેક નાનામોટા જલપ્રપાતોને સ્વરૂપે વહી રહી હતી. કારણ કે ખૂબ ખડકો હતા, સતત પછડાટને લઈને પાણી ખૂબ ફીણવાળું અને ગેરુ ગેરુ લાગતું હતું. અમે પહોંચ્યાં ત્યારે તો સારો તડકો હોવાથી નદીની શોભા ખૂબ જ ખીલી ઊઠી હતી. પણ એ જોવાનું સદ્‌ભાગ્ય ઝાઝો વખત ન મળી શક્યું. નાસ્તો કરીને નાહવા ઊપડયાં ત્યાં જ મુશળધાર વરસાદ એકાએક શરૂ થયો. એટલે વરસતા વરસાદે જ કુંડમાંથી ગરમ પાણી મંગાવીને નાહવાનું પતાવ્યું. મંદાના જળમાં તો આંગળી બોળવાની પણ હિંમત ન ચાલે એટલું ઠંડું હતું. શરદી લાગવાની બીક લાગતી હતી, એટલે જમી કરીને થોડું નીલગિરિ તેલ શરીરે લગાવીને બ્લેન્કેટ ઓઢીને ઊંઘી ગયાં. કલાકેકની શાંત નિદ્રાએ સારી તાજગી આપી. અમારી સાથેનાં માજીને આજે પણ તાવ હોવાથી મન જરા વ્યગ્ર હતું. સતત વરસાદને લઈને બધું ભીનું ભીનું અને ગંદું ગંદું લાગતું હતું. સૂવાનું પણ ગમે નહીં, અને બહાર પણ નીકળાય નહીં. આ યાત્રામાં આજે પહેલી જ વાર કંટાળો આવી ગયો. જાણે અમે આખા ને આખા હવાઈ ગયા હોઈએ એવી લાગણી થવા લાગી. વધારે હવાઈ જઈએ તે પહેલાં કંઈક ઉદ્યમ કરવો જોઈએ એમ લાગ્યું. બહાર નજર કરી તો વરસાદનું જોર ધીમું પડયું હતું. એટલે ગરમ કોટ અને રેઈનકોટ ચડાવ્યા અને છત્રીઓ સાથે રાખીને અમે ત્રણે જણાં બહાર પડયાં. બે ત્રણ મંદિરોમાં દર્શન કર્યાં. અહીં એક ગરમ પાણીનો કુંડ છે. પુરાણમાં એક કથા છે કે આ કુંડમાં શ્રી ગૌરીજી(પાર્વતીજી)એ પ્રથમ રજોસ્નાન કર્યું હતું. સૌભાગ્યવતી બહેનો એક એક જોડી તાંબાનાં કંકણ આ કુંડમાં પધરાવે છે.

આ કુંડની પાસે જ બીજો એક કુંડ છે, જેમાંનું પાણી લોઢાના કાટ જેવું નારંગી રંગનું છે. આને લોહકુંડ જ કહે છે. પણ આ પાણીમાં ખાસ કોઈ સ્નાન નથી કરતું. પછી બજારમાં ગયાં. વરસાદથી અને ઠંડીથી બચવાને લોકો પોતપોતાના માળામાં ભરાઈ ગયેલા અને તાપણી કરીને તાપતા જોવામાં આવતા. પણાંખરાં ઘરો લાકડાનાં ડેગડેગમાળા જેવાં જ હતાં. જેમાં જરા જોરથી ચાલવાથી પણ મકાન પડી જવાની બીક લાગે. એક વૈદ્યરાજની દુકાન આવી. વૈદ્યરાજ જરા અનુભવી અને સંસ્કારી લાગ્યા. એમણે અમને હિમાલયની વનસ્પતિમાંથી બનતી કેટલીક દવાઓ બતાવી. એમની સાથે અર્ધોક કલાક વાતો કરવાની ઘણી મજા આવી. આખા ગામમાં લટાર મારી. દસ મિનિટમાં ફરી વળો તેટલું મોટું એ ગામ હતું. અલબત્ત, બીજાં કેટલાંક ગામોની સરખામણીમાં મોટું તો ખરું જ. વળી પોસ્ટનો ડબ્બો પણ અહીં ટાંગેલો જોવામાં આવ્યો. તેનો લાભ લઈને ઘેર કાગળો પોસ્ટ કરી દીધા. ફરીને પાછાં આવ્યાં ત્યારે વરસાદ બિલકુલ બંધ થઈ ગયો હતો, એટલે સાધુ મહારાજો અને યાત્રાળુઓ બહાર નીકળ્યા હતા. કેટલાંક કાઠિયાવાડી પટલ પટલાણીઓ પણ મળ્યાં. કેટલાક લોકો આ ભીની જમીન પર લાકડાં પેટાવીને ખીચડી પકાવવાની પેરવીમાં પડ્યા હતા.

ભોજનથી નિવૃત્ત થઈને પ્રાર્થના, ડાયરી આદિથી પરવારીને ધસઘસાટ ઊંઘી ગયાં તે વહેલી પડે સવાર.

આ યાત્રામાં બે ત્રણ નિયમો રાખ્યા હતા. બને ત્યાં સુધી સવારસાંજ પ્રાર્થના કરવી. સવારમાં એક પડીકી સુદર્શનચૂર્ણ વિનાચૂકે લેવું, અને એક અનુભવી યાત્રીબહેનની સૂચનાનુસાર સૂંઠ, હળદર, ગોળને સરખે ભાગે લઈને એમાં થોડું ઘી નાખીને ગોળીઓ તૈયાર કરીને ઘેરથી લઈ લીધેલી તે દાતણ કરીને તરત જ લઈ લેવી. આ ગોળી ખાવાથી અહીંનું પાણી લાગતું નથી અને

રક્ત શુદ્ધ રહે છે. રાત્રે સૂતા પહેલાં હિમેજ સૂંઠ મેળવેલી એક ફાકડી અચૂક લેવી. આ ઉપરાંત સૂંઠનો પાક બનાવીને સાથે રાખેલો તે સવારમાં જો ભૂખ લાગે તો એક એક કટકો ખાઈ લેવાનો. આ બધી વસ્તુઓના નિયમિત સેવનથી યાત્રા દરમ્યાન અમે તદ્દન તંદુરસ્ત રહી શકયાં હતાં. સૂંઠ ખાવાથી શરીરમાં ગરમી સારી સચ-વાઈ રહે છે.

## ૪. કેદારનાથને રસ્તે

ઠરી ગયેલા જળધોધ માર્ગે
ને હિમકાસાર અનેક દીઠાં;
ઉત્તુંગ કેદાર દીઠો જ્યહીં ત્યાં
આ આત્મ ગૂંજ્યો 'જયનાદ' એના.

પ્રભાતમાં વહેલા ચાર વાગે ઊઠીને દાતણપાણીથી પરવાર્યાં. માસીબાએ ભારો એક બાવળનાં દાતણ સાથે લઈ લીધેલાં એટલે રોજ સવારે અને રાત્રે આ તૂરું તૂરું દાતણ કરવાની ઘણી મજા આવતી, અને દાંત-મોઢું સંપૂર્ણ સ્વચ્છ થયાનો સંતોષ થતો હતો. પાંચ વાગ્યામાં શ્રી કેદારેશ્વરની જય બોલાવીને પ્રયાણ શરૂ કર્યું. આજે વાદળ ઘેરાયેલાં જ હતાં. ગઈકાલે શ્રી કેદારનાથથી પાછા આવેલા યાત્રીઓને રસ્તામાં વરસાદ સારી પેઠે નડેલો, અને એ લોકોના કહેવા મુજબ કેદારનાથમાં સારી પેઠે બરફ પડેલો હતો. ઠંડી સારી પેઠે હતી. શરૂઆતમાં થોડું ચાલીને ડોળીમાં બેસી ગયાં. આરતી તો ઠરીને શીંગડા જેવી થઈ ગયેલી એટલે એને વધારે ઓઢાડીને સારી પેઠે ઢબુરી. બધાંનાં નાકનાં ટેરવાં સરકસનાં કલાઉન જેવાં લાલચોળ દેખાતાં હતાં. આ પ્રવાસ બધો જ ચઢાણમાં હતો. ગૌરીકુંડ ૬,૦૦૦ ફૂટ ઊંચું છે, અને અહીંથી શ્રી કેદારેશ્વર જે ૭ માઈલ દૂર છે તે સાત માઈલના અંતરમાં અમારે બીજા ૫,૭૫૦ ફૂટ ઊંચું ચઢવાનું

હતું. હિમશિખરો જે પહેલાં દૂરથી દેખાતાં હતાં તેઓ હવે અમારી આસપાસ ફરી વળ્યાં. શરૂ શરૂમાં તો આ જામેલો બરફ રેતી જેવો દેખાતો હતો, કારણ કે એના ઉપર માટી અને ધૂળનાં રજકણો બાઝી ગયેલાં. કોઈ કોઈ જગાએ તો આખાને આખા જળધોધો ઠરી ગયેલા. કોઈ જગાએ નાનામોટા રેલા તો કોઈ પર્વતની કંઠાણમાં નાનાંમોટાં ખાબોચિયાં ઠરીને હિમ થઈ ગયેલાં. અમારી આસપાસના પહાડોમાં બરફના ધોધ, રેલા, ખાબોચિયાં અને વચમાં વચમાં થોડી માટી ડોકિયાં કરતી એટલે બધો કાબરચીતરો દેખાવ થઈ જતો. પણ સામેનું શ્રી કેદારનાથજીનું શુભ્ર ઉત્તુંગ શિખર અને આખો પહાડ બરફથી ઢંકાઈ ગયેલો. એના પર તો જાણે બારીક મુલાયમ મેંદાનો આટો પાથરી દીધો હોય તેટલો સફેદ અને દર્શનીય દેખાતો હતો. કોઈક જગાએ વળાંકમાં એ પહાડ દેખાતો બંધ થતો, બાકીનો બધો વખત એ અમારી દૃષ્ટિ સમીપ જ રહેતો હતો. એ પર્વતરાજને પ્રણામ કર્યાં અને મનમાં ને મનમાં શ્રી કેદારેશ્વરની પ્રાર્થના કરવા માંડી કે તારી અસીમ કૃપાથી જ આ યાત્રાનો શુભ યોગ પ્રાપ્ત થયો.

રસ્તે અનેક યાત્રીઓ મળતા હતા. "જય કેદારેશ્વર" અને "જય શ્રી બદરી વિસાલ'ના જયનાદોથી પહાડો ગૂંજી ઊઠતા. આ આખી યાત્રામાં સૌથી કઠિન ચઢાઈ આ જ ગણાય છે. ભલાભલાની હિંમત ભાગી જાય તેવી આકરી આ મુસાફરી છે. સાત માઈલનો પંથ કાપતાં કાપતાં પાંચથી સાડાપાંચ કલાક લાગે છે. આ રસ્તામાં એક જ નાની ચટ્ટી આવે છે. બાકી તો થોડે થોડે અંતરે ખડકની નાની પોલાણમાં થોડાક સાંઠીકડા સળગાવીને તાપણી જેવું કરીને ઉપર ચા બનાવીને પહાડી લોકો તૈયાર રાખે છે, અને યાત્રીઓને બે આનાનો એક ગ્લાસ આપે છે. આ ચા અહીં યાત્રીઓને આશીર્વાદ-રૂપ લાગે છે. આવી સખત ઠંડીમાં ગરમ પીણું લેવાથી શરીરમાં ગરમાવો અને સ્ફૂર્તિ આવી જતાં. અમારા ડોળીવાળા અને મજૂરો પણ છૂટથી આવાં સ્થાનોનો લાભ લેતા. અમે ચા ન પીનારાંઓ

એમાંથી ચાની ભૂકી બાદ કરીને ગરમ મસાલો નાખીને પી જતાં. આ પહાડી લોકો પાસે એક એક ભેંસ પણ હોય છે. જે એટલામાં ચરતી રહે છે અને જ્યારે જોઈએ ત્યારે પહાડી લોકો એને દોહી લે છે. આવું દૂધ અહીં ખૂબ જ મોંઘું અને મહામુશ્કેલીએ મળે છે, એટલે અમે તો દૂધની ભૂકીના ડબ્બા સાથે રાખેલા અને એમાંથી જ ચા, કોફી, કાઢો વગેરે બનતું. તે ઉપરાંત ઘી, માખણ, ચોખા, દાળ, કઠોળ, આટો વગેરે પણ સાથે રાખેલું. રસ્તામાં મળતી સામગ્રીઓમાંથી મુખ્યત્વે બટાકાનો જ અમારે ઉપયોગ કરવો પડેલો. રસ્તામાં આ બધી ચીજો મળે છે ખરી પણ ઘણીવાર બરાબર સાફ નથી હોતી. કઠોળને પલાળીને બીજે દિવસે બાંધી લેતાં. ત્રીજે દિવસે એમાં ફણગા ફૂટી જતા, એટલે એને પકાવીને લીલું શાક આરોગ્યાનો સંતોષ કોઈ કોઈવાર મેળવતાં. લીલાં શાક વગર લગભગ ૧૮ થી ૨૦ દિવસ ચલાવવું પડેલું. જો યાત્રાનું વહેલેથી નક્કી હોય તો લીલા શાકની સુકવણી સાથે લઈ શકાય. જેની કિંમત તો આવી યાત્રામાં જ આંકી શકાય.

લગભગ ભારતના દરેક પ્રાંતના લોકો અહીં જોવામાં આવતા હતા. મારવાડી, ઉત્તર પ્રદેશના, બંગાળી, સિંધી, પંજાબી, ગુજરાતી, સૌરાષ્ટ્રી, મહારાષ્ટ્રી અને થોડા પ્રમાણમાં મદ્રાસી લોકો પણ જોવામાં આવતા હતા. કેટલાક સારી સ્થિતિના લોકો દંડી એટલે ડોળીમાં બેસીને આરામથી યાત્રા કરતા જણાતા. આ ડોળી વહાણ આકારની હોય છે. એમાં એક માણસ આરામથી પગ લાંબા કરીને બેસી શકે છે. ચાર માણસો ડોળી ઊંચકીને ચાલે છે. બહુ વજનદાર માણસ હોય તો ઊંચકવા માટે ૭ પહાડી મજૂરો જોઈએ. તો વળી કોઈ કોઈ લોકો કંડીમાં ગોઠવાઈને આગળ વધતા જોવામાં આવતા. આ કંડી, લાંબા કરંડિયાને ઉપરથી અર્ધો ત્રીજો ભાગ કાપીને ખુરસી જેવું બનાવ્યું હોય છે એકની નીચેના પોલાણમાં ઘાસ આદિ ભરીને બેસવા જેવું બનાવે છે. એકની બેઉ બાજુએથી નાની દોરીઓ લટ-

કાવીને એક નાનું પાટિયું કરંડિયાના તળિયેથી થોડું ઊંચું લટકાવવામાં આવે છે. યાત્રી આ કંડીમાં બેસીને પેલા પાટિયા પર પગ ટેકાવે છે. આ આખો કરંડિયો એક પહાડી માણસ પોતાની ખાંધ પર ઊંચકીને ચાલે છે. તે કંડીમાં ભરાવેલો એક પટ્ટો માથા પર ગોઠવે છે. એટલે બધો ભાર માથા પર અને ખાંધ પર આવી જાય છે. તેઓ "ટી" T આકારની એક લાકડી પણ સાથે રાખે છે. ચઢાણમાં ચાલતા ચાલતા થાકી જાય ત્યારે આખી કંડી ન ઉતારતાં પેલી "ટી" આકારની લાકડી પાછળ જમીનમાં ખોસીને ઉપરનાં પાંખિયાં પર કંડીને ટેકવે છે, એટલે કંડીનો બધો જ ભાર પેલી લાકડી પર આવી જાય છે. આવી રીતે સામાન પણ પહાડીઓની ખાંધ પર જાય છે. ખચ્ચરો પણ સામાન ઊંચકે છે. ખચ્ચરો પર બંગાળી બે મણ સામાન રહી શકે છે. જ્યારે માણસ પર બંગાળી એક મણ વજન રહી શકે છે. આ મુજબનો કાયદો પણ છે. આ મજૂરોમાં ઘણા તો કુમળા પંદર સોળ વરસના કિશોરો પણ હોય છે. એ લોકોને વાંકા વળીને ખાંધ પર બોજો ઊંચકીને પસીને રેબઝેબ થતા ચાલતા જોઈને મનમાં ખૂબ કરુણા ઉત્પન્ન થતી. આ પહાડી લોકોને યાત્રાની મોસમ દરમ્યાન થોડું કમાવાનું મળે છે. જેના પર તેઓ આખું વરસ નભી જાય છે. બાકીનો બધો વખત તેઓ ખેતીમાં રોકાય છે. આ ખેતી પણ પહાડની એટલે એમાં માત્ર પહાડની કઢાણે કઢાણે પહોળાં પગથિયાં જેવું બનાવીને (જેને 'ટેરેસ કલ્ટીવેશન' કહે છે.) થોડી જગા કરીને અનાજ વગેરે વાવે છે. માત્ર સારા વરસાદ પર જ એમનો આધાર હોય છે. જો વરસાદ સારો થયો તો આખું વરસ ખાય તેટલો અને કોઈવાર તેથી વધારે દાણો મળી રહે છે. આ સિવાય કમાણીનું બીજું કોઈ સાધન તેમની પાસે નથી હોતું. ખેતીમાંથી નીપજતો દાણો અને થોડાં શાકભાજી સિવાયની બીજી જીવનની જરૂરિયાતની વસ્તુઓ ગોળ, નમક, ખાંડ, તેલ, ચા અને કપડાંલત્તાં માટે એ લોકોને બીજો ધંધો કરવો જ પડે છે. અને તે ધંધો તે

આ યાત્રાના સમયમાં સામાન ઊંચકવાનો અને ડોળી કંડી ઊંચકવાનો તેઓ કરે છે. મારી ડોળીનો મુખી એક રામચંદર કરીને હતો. તેની સાથે વાતચીત કરવાથી એ લોકોનાં જીવનને લગતી જાણવા જેવી ઘણી વાતો સાંભળવા મળી. આ લોકો તમાકુ અતિશય ફૂંકે છે. એક તો તમાકુ પોતાના ખેતરમાં જ ઉપજાવી લે છે એટલે પૈસા ખરચવા પડતા નથી હોતા, બીજું ઠંડીમાં હોકલીના દમ મારવાથી શરીરમાં ગરમી સારી જળવાય છે. નાનાં નાનાં બાળકો પણ આ લતના ભોગ બનેલાં જોવામાં આવતાં હતાં. બાર પંદર જણાં વચ્ચે બે ત્રણ હોકલી પેટાવે અને એક પછી એક એમ બધા વારાફરતી એમાંથી દમ મારે. ચોખ્ખાઈનો પાઠ આ લોકોને ગળે ઉતારવા ખૂબ મુશ્કેલ પડે છે. ઉપરાંત ઘણું ફૂંકવાથી કફ થાય એટલે દરેક મિનિટે તેઓ જ્યાં બેઠા હોય ત્યાં જ થૂંક્યા કરે છે, એટલે આસપાસ માખીઓનું ઘણ ધસી આવે છે અને દેખાવ ખૂબ ઘૃણાજનક બની જાય છે. અમારા ડોળીવાળાઓને બે ત્રણવાર સમજાવવાથી તેઓ ખીણ તરફ મોં કરીને બેસતા અને ખીણમાં થૂંકી લેતા. પણ આવી તો ઘણીયે ડોળીઓ વિશ્રામસ્થાન પર બેઠી હોય અને દરેક ડોળીવાળાઓ એટલામાં જ બેસીને ગંદકી કરતા હોય, તેમાં આપણા ડોળીવાળાઓ શામિલ ન થતાં ગંદકીમાં કંઈ બહુ ફેર ન પડતો, છતાં થોડાક લોકોને સ્વચ્છતાનો અને નાગરિકતાનો પાઠ શિખવાડયાનો સંતોષ અમને થતો.

કેટલાક લોકો ઘોડા ઉપર તો કેટલાક ખચ્ચર પર સવારી કરીને પણ જતા જોવામાં આવતા. ઘોડા અને ખચ્ચરોને ગળે સુંદર અવાજવાળી ઘુઘરમાળ બાંધેલી હોય છે. તેનો રણકાર આખે રસ્તે સાંભળવા મળે છે. પણ સૌથી મોટો ભાગ તો પગે ચાલનારા યાત્રીઓનો જ હતો, અને તેમાં પણ વિશેષ કરીને બુઢ્ઢાં સ્ત્રીપુરુષો જ જોવામાં આવતાં. સાઠ પાંસઠ વર્ષની બુઢ્ઢી સ્ત્રીઓ પણ ડંડો પકડીને કોઈ અદમ્ય શ્રદ્ધાથી "જય કેદારનાથ" લલકારતી ઉત્સાહભેર ચાલતી

જોઈએ ત્યારે તો અમારા પગમાં પણ નવું ચેતન આવી જતું. જુવાન સ્ત્રીપુરુષો બહુ જ ઓછા પ્રમાણમાં જોવામાં આવતાં. ટકાવારી કાઢીએ તો ૮૫ થી ૯૦ ટકા લોકો ૫૦ થી ઉપરની ઉંમરનાં જોવામાં આવતાં. કેટલાય યાત્રીઓ થાકી જતાં તો થોડે થોડે અંતરે આરામ લઈને એક બીજાને પગે મસાજ કરી લેતા. ઘણાખરા પોતાનો બોજ પોતાની ખાંધે જ લાદીને જતા જોવામાં આવતા. અત્યંત થાકેલા અને હિંમત હારેલા લોકો પણ થોડીવાર આરામ લઈને પાછા "જય કેદારેશ્વર" કરીને બમણા ઉત્સાહથી ચાલવા લાગતા. અમને આશ્ચર્ય થતું કે આ લોકો કઈ શ્રદ્ધાના બળે આટલી કઠિન યાત્રા કરવાને પ્રેરાયા હશે! રસ્તો આટલો મુશ્કેલ અને જતાં આવતાં ઘણો સમય નીકળી જાય, ખર્ચ પણ સારી પેઠે થાય, તે ઉપરાંત જીવનને જરૂરિયાતની સગવડોનો ખૂબ અભાવ, તે છતાં એકસરખા ઉત્સાહથી અસંખ્ય યાત્રીઓ દર વરસે આ મુસાફરી ખેડે છે, ખૂબ શ્રદ્ધા અને આનંદથી ખેડે છે. ખરેખર યાત્રાનું ખરું શ્રેય તો તે લોકોને જ ઘટે છે કે જેઓ પોતાના પગને જોરે જ આ આખી યાત્રા કરે છે.

કેદારનાથથી પાછા વળતા યાત્રીઓના સમુદાયો પણ વચ્ચે વચ્ચે મળતા. તેઓએ જણાવ્યું કે ત્યાં ખૂબ બરફ પડ્યો છે. થોડું ચાલતા થોડું ડોળીમાં બેસતા એમ ધીમે ધીમે અમે ઊંચે ને ઊંચે ચઢતા જતા હતા. ૮,૦૦૦ ફૂટ આવ્યાં ત્યારે તો હાથપગ શીતળ થઈ ગયા. પાસે હતાં તેટલાં બધાં જ ગરમ કપડાં શરીર પર ખડક્યાં હતાં. હાથે પગે ગરમ મોજાં પહેર્યાં હતાં. ઉપરથી બ્લેન્કેટ પણ ઓઢી લીધેલા છતાં ઠંડી કહે મારું કામ! બધાના નાકનાં ટેરવાં તો લાલ-લાલ દેખાતાં હતાં. અમારી સામે અને આસપાસ બધે બરફ અને બરફ જ દેખાય. ૯,૦૦૦ ફૂટ પહોંચ્યાં ત્યારે તો અત્યંત ઠંડી લાગવા લાગી. અને આગળ કેમ કરીને વધાશે એવી શંકા આવવા લાગી. પણ અમને એક હિંમત એ હતી કે સૂર્યોદયનો સમય થવા આવ્યો

હતો, જરા તડકો થશે એટલે ઠંડી ઓછી થશે જ, એવી શ્રદ્ધાથી આગળ ધપ્યે રાખ્યું. ચાલવાથી પણ જરા ગરમી આવી જતી હતી.

સૂર્યોદય થયો. બરફઢાંક્યા પહાડોની ટોચો સુવર્ણ રંગે ઝગમગી ઊઠી. ઠંડીથી બહેર મારી ગયેલા શરીરોમાં નવું ચેતન આવશે એમ લાગતું હતું. પણ આ તે કંઈ તડકો કહેવાય? બિલકુલ મોળો મોળો અને તીખાશ વગરનો. આવા તડકાને તો માત્ર જોઈને જ રાચવાનું હતું. ૧૦,૦૦૦ ફૂટ ચઢ્યા ત્યારે તો એક મોટો બરફનો પહાડ અમારા રસ્તામાં આવ્યો. તેના પરથી ઊતરતો મોટો જળધોધ આખો ને આખો ઠરી ગયેલો. અને એના ઉપરથી જતી પગથી પર ચાલીને અમારે જવાનું હતું. બરફના પર ચાલવાનું મળશે એ વિચારથી અમે બધાં ખુશ ખુશ થઈ ગયાં. આ ઠરેલા જળધોધમાં કોઈ કોઈ જગાએ મોટાંમોટાં કાણાં પડેલાં, અને તેમાંથી નીચે વહેતું પાણી પણ દેખાતું હતું. અમારે ચાલવાની પગથીમાં પણ અધવચ્ચે એક મોટું કાણું પડેલુ અને તેની નીચેના વહેતા પાણીના મારથી એ જરાજરા પહોળું થતું જતું હતું. એટલે અમારે ખૂબ જ સાવચેતીથી એ કાણાને બાજુ પર રાખીને નીકળી જવાનું હતું. ડોળીઓ તો આવા રસ્તા પર ચાલે જ નહીં. અમારી સાથેનાં બીમાર માજીને પણ અહીં ઊતરી જવું પડ્યું, અને બે ડોળીવાળાઓએ એમને હાથ આપીને ધીરે ધીરે સામે રસ્તે પહોંચાડ્યા. અમે પણ લાકડી ઠોકતા ઠોકતા બરફનો રસ્તો પાર કરવા લાગ્યા. આ બરફ તો તદ્દન કાચો અને ભરભર ભૂકા જેવો હતો. હાથમાં લઈએ તો રેતીની જેમ કણીદાર લાગે. અર્ધો માઈલ ચાલ્યા બાદ બીજા પણ આવા જ એક બરફના રસ્તા પર ચાલવાનું મળ્યું. આ રસ્તો પાર કરીને ચઢાણમાં આવ્યાં, ત્યારે ડોળીવાળાએ દૂરથી દેખાતું હિમપર્વતની તળેટીમાં આવેલા શ્રી કેદારેશ્વરજીના મંદિરનું શિખર બતાવ્યું. સોનાનાં ઈંડાં ઝગમગાટ કરતાં હતાં. મંદિરને દૂરથી પ્રણામ કરીને ડોળીમાંથી ઊતરી જઈ આ આખી યાત્રા પગપાળા કરવાની તીવ્ર ઇચ્છા હોવા છતાં

અમારે ડોળીનો ઉપયોગ કરવો પડ્યો. કારણકે પ્રવાસ જલદી પૂરો કરવા માટે અમારે રોજના ૧૫-૧૭ માઈલ અને કોઈકવાર ૧૮-૨૦ માઈલ કાપવાના રહેતા. પગપાળા રોજ આટલું ચાલવાનું ન જ બની શકે એટલે ન છૂટકે ડોળીનો આશ્રય લેવો પડ્યો. તે છતાં મંદિરનાં દૂરથી દર્શન થયા પછી તો ડોળીમાં ન જ બેસી શકાયું.

અમે સારી પેઠે ઊંચાઈ પર આવી ગયા હતા. ઠંડી ખૂબ હતી છતાં સૂર્યનારાયણ થોડા ઉપર આવી ગયા હોવાથી તડકાએ થોડી ગરમી પકડી હતી, એટલે ટાઢ ઉડાડવામાં સારી મદદ થતી હતી. હજુ ચઢાણ તો ચઢયે જ જવાનું હતું. છતાં મંદિરનાં દર્શન થયા પછી પગમાં નવો વેગ અને ઉત્સાહ આવી ગયાં હતાં. સીધું ચઢાણ હોવાથી પંદર વીસ ઝડપી ડગલાં ભર્યાં પછી એક નાનો થાકલો ખાવા ને ધમણમાં શ્વાસ ભરી લેવા ઊભા રહેવાની ફરજ પડતી હતી. અહીં એક એક ડગલે કેટલી શક્તિનો વ્યય કરવો પડતો હતો તે સ્પષ્ટ માલૂમ પડતું હતું. હવા પણ અમુક અંશે પાતળી હતી એટલે શ્વાસોચ્છ્વાસ પણ ઝડપથી પોતાનું કાર્ય કરતો હતો. અહીં આટલી ૧૦,૫૦૦ ફૂટની ઊંચાઈએ આટલી કઠિનતા, તો મોટા મોટા પર્વતો ચઢનારને ૨૦ હજારને અને તેથી વધારે ઊંચાઈએ જનારને કેટકેટલી મુસીબતોનો સામનો કરવો પડતો હશે તેનો ખ્યાલ આવતો હતો.

પાછી મંદા દેખાઈ. મુગ્ધાવસ્થામાં નીલાંગી દેખાતી અને કિશોરાવસ્થામાં ગૌરવર્ણ ધારણ કરતી મંદા અહીં તદ્દન બાલસ્વરૂપમાં નવજાત શિશુ માફક કિંચિત્ લાલાશ પકડતી દેખાઈ. એનાં બાલસુલભ તોફાનો પણ ખૂબ જોવા મળ્યાં. અહીં આટલામાં જ ક્યાંક એનું જન્મસ્થાન છે. રુદ્રપ્રયાગથી અહીં સુધીના ૪૮ માઈલના વિસ્તારમાં મંદાનાં ત્રણે સ્વરૂપો જોયાં. ત્રણે અવસ્થામાં એની વિશેષતા અનોખી છે, સૌન્દર્ય તો એનું પોતાનું જ આગવું છે, અને એની નમણાશનો જોટો જડે તેમ નથી. એવી એ બાલમંદાનાં દર્શન કરતાં જ મન

આનંદવિભોર બની ગયું. હવે તો અમે અને મંદા એક જ સપાટ ભૂમિ પર વિહરતાં હતાં. એનાં કિલકિલ નિનાદમાં અમને ખિલખિલ હાસ્યનો ધ્વનિ સંભળાયો. એના આવા મધુરા અને નમણા હાસ્યમાં સ્વાગતના સૂર હતા. અમે દોટ મૂકી એ દોસ્તને ભેટવા તે કાંઠે જઈને જ અટક્યાં. એનાં હિમશીતલ પાણીમાં અમે પ્રેમની ઉષ્મા અનુભવી.

અહીં મોટી સંખ્યામાં યાત્રીઓ સ્નાન કરતાં હતાં. એક નાનાશા પુલ પરથી નાનીશી મંદાને પાર કરીને અમે મંદિર તરફ ગયાં. મંદિરની બાજુની એક ધર્મશાળામાં પડાવ નાખીને અમે દર્શન કરવા ઊપડ્યાં.

કરવામાં આવી છે, અને તેમાં પણ આ મંદિર આટલું જૂનું છે એમ સાબિત થયું છે.

મંદિરને રસ્તે બેઉ બાજુએ પૂજાના સામાનની, અને મૂર્તિઓ, કંકણ, ચિત્રો, ફોટાઓ, ભાતભાતનાં રંગીન પથ્થરના ટુકડાઓ, માળાઓ વગેરેની દુકાનો આવેલી છે. મંદિરના વિશાળ પ્રાંગણમાં એક મહાકાય નંદી બેઠેલો છે. મુખ્ય દ્વાર પર જમણે હાથે શ્રી ગણેશની મૂર્તિ છે. તેમનુ પૂજન સૌથી પહેલા થાય છે. અમે વિધિપૂર્વક તેમનું પૂજન કર્યું. દરવાજા પાસે જ એક મોટો તોતિંગ અષ્ટધાતુનો ઘંટ લટકાવેલો છે. તેમાં દરેક કલાકે ઘંટા વગાડવામાં આવે છે. અંદર દાખલ થતાં જ એક મોટો ગભારો (ઓરડો) આવે છે. તેમાં પણ વચ્ચોવચ પિત્તળનો મોટો ચકચકિત નંદી બેઠેલો છે. અને નંદીની આગળ શ્રી કાર્તિકેયજીની મૂર્તિ છે. આ ગભારામાં ચારે બાજુએ સુંદર કલામય કોતરણીવાળી મૂર્તિઓ મોટામોટા ગોખલામાં પધરાવેલી છે. દાખલ થતાં ડાબી બાજુએથી ભીમ, ચતુર્ભુજ કૃષ્ણ, નકુલ, સહદેવ, ધર્મરાજ, માતા કુંતી, શ્રી લક્ષ્મીનારાયણ, અર્જુન અને દ્રૌપદીની મૂર્તિઓ છે.

કોઈ પણ પુરાણી ઐતિહાસિક ઈમારત યા મંદિરમાં એ જેણે બંધાવ્યું હોય તેની અને ઘણીવાર તેના સ્થપતિની મૂર્તિઓ કોઈ અતિ નમ્ર જગાએ સ્થાપિત હોય છે. એટલે આ મંદિર પાંડવોએ બંધાવેલું છે એમાં કોઈ શંકા લાગતી નથી નહીંતર આ મંદિરમાં પાંડવોની જ મૂર્તિઓને શા માટે સ્થાપિત કરી હોય! આ એક પરંપરા પ્રાચીન કાળથી ચાલી આવે છે કે જે કોઈ મંદિરનું નિર્માણ કરે તેનું તે મંદિરમાં કોઈને કોઈ રૂપમાં સ્મારક હોય છે જ. એટલે જ શ્રી કેદારનાથના મંદિરમાં એના નિર્માતાઓના સ્મારકના રૂપમાં પાંડવોની વિશાલ પાષાણમૂર્તિઓ સ્થાપેલી હોવી જોઈએ. વળી ધર્મગ્રંથો અને પુરાણોમાં પણ આ વાતનો ઉલ્લેખ છે.



શ્રી કેદારનાથનું મંદિર

આ મંદિરની સ્થાપનાના ઇતિહાસમાં એમ જાણવા મળે છે કે પાંડવોએ મહાભારતના યુદ્ધ પછી અશ્વમેધયજ્ઞ કર્યો. યુદ્ધમાં કરેલી ગોત્રહત્યાથી તેઓને અત્યંત દુઃખ અને ગ્લાનિ હતાં. આ ગોત્રહત્યાનું નિવારણ શી રીતે થઈ શકે તે શ્રી વ્યાસજીને પૂછતાં તેમણે કહ્યું કે, બધાં પાપોમાં ગોત્રહત્યાનું પાપ અત્યંત જઘન્ય ગણાય છે. છતાં ઉત્તરાખંડમાં હિમાલય પર્વતમાં શ્રી કેદારેશ્વરનું લિંગ છે, તેમનાં દર્શન અને પૂજાથી આ પાપનો નાશ થશે. પાંડવોએ રાજપાટ છોડીને હિમાલય તરફ પ્રયાણ કર્યું. જ્યારે શિવજીએ જાણ્યું કે ગોત્રહત્યાના દોષી લોકો એમનાં દર્શન પૂજા અર્થે આવી રહ્યાં છે, ત્યારે તેઓએ મહિષરૂપ ધારણ કરીને પૃથ્વીમાં ઘૂસી જવા માંડ્યું. તેમનો આગળનો ભાગ પૃથ્વીમાં પેસી ગયેલો તેવામાં જ વીજળીવેગે મહાબલી ભીમસેને એમનો પાછળનો ભાગ પકડીને એમને રોકી રાખ્યા. ત્યારે શિવજીએ પ્રસન્ન થઈને પ્રગટ દર્શન દીધાં, અને પાંડવોને ગોત્રહત્યાના પાપમાંથી મુક્ત કર્યાં. આ સમયથી દેવાધિદેવ શ્રી કેદારનાથ શિલાના રૂપમાં ત્યાં પૂજાય છે. આ શિલાનું કદ પ્રમાણમાં ઘણું મોટું અને મહિષના પાછલા ભાગ જેવું છે. ઉપરની ખૂંધ પણ સ્પષ્ટ દેખાય છે. એમ કહેવાય છે કે આગલો ભાગ જે પૃથ્વીમાં ઘૂસી ગયેલો તે નેપાળમાં પ્રગટ થયો, જે પશુપતિના નામથી પ્રસિદ્ધ છે. આ શિલાના શેષભાગો ઉત્તરાખંડ હિમાલયમાં બીજાં ચાર સ્થાનોમાં પૂજાય છે : (૧) બાહુ-તુગનાથમાં (૨) મુખ-રુદ્રનાથમાં (૩) નાભિ-મહેશ્વરમાં (૪) જટા-કલ્પેશ્વરમાં; અને આ પાંચે મળીને પંચકેદાર કહેવાય છે.

પાંડવોનુ શિવજીની કૃપાથી ગોત્રહત્યાનું પાપ નષ્ટ થયું. તેઓએ વિધિપૂર્વક લિંગની પૂજા કરીને આ મંદિર બંધાવ્યું. કરેલાં પાપોના નાશ પછી પણ પાંડવોને રાજ્યસુખ ભોગવવા પાછા જવાનું ગમ્યું નહીં. તેઓએ હિમાલયમાં ઓગળી જવાનો નિશ્ચય કર્યો. આ મંદિરમાં લિંગની પાછળના ભાગમાં એક સ્વર્ગદ્વાર છે, તે વાટે તેઓ હિમાળો

ગાળવા નીકળી ગયા. આ દ્વાર હજુ પણ શિલાથી ઢાંકેલું ત્યાં મોજુદ છે. જ્યાં અખંડ દીવો બળે છે અને બ્રાહ્મણો મંત્રોચ્ચારો કર્યા કરે છે, અને જાણવાની ઈંતેજારીવાળા યાત્રીઓને આ દ્વારનો ઇતિહાસ અને મહિમા સમજાવે છે.

બહુ વખત પહેલાં એ દ્વાર ઉઘડાવીને એ રસ્તો ક્યાં જાય છે તે જોવા એક યુરોપિયન અંદર ઊતરેલો. તે પાછો આવ્યો જ નહીં. કદાચ સદેહે સ્વર્ગમાં પહોંચ્યો હશે. ત્યારબાદ એ દ્વાર પાછું બંધ જ છે. પાંડવો આ દ્વાર વાટે નીકળ્યા પછી તો એક ધર્મરાજ અને એમના વફાદાર કૂતરા સિવાય બધાં જ બરફમાં ઓગળી જાય છે. ધર્મરાજ પોતાના કૂતરા સમેત સદેહે સ્વર્ગમાં જાય છે.

ગભારામાંથી એક બીજા ઓરડામાં પ્રવેશ થાય છે. તેમાં જ આ વિશ્વવિખ્યાત મહાન જ્યોતિર્લિંગ બિરાજેલું છે. આ ત્રિકોણાકાર લિંગ અત્યંત શીતળ હોવાથી પૂજા દરમિયાન એની ઉપર જે ઘી લગાડવામાં આવે તે તરત જ ઠરી જાય છે. આવા ઘીના ચારે બાજુએ યાત્રીઓદ્વારા લેપ કરવામાં આવે છે, ફૂલોની માળાઓ, ચણાની દાળ, મેવો વગેરે પ્રસાદ ધરાવવામાં આવે છે. અમે અહીં શ્રી કેદારેશ્વરની વિધિપૂર્વક પૂજા કરી, સૌ સગાંસ્નેહી અને મિત્રજનોને યાદ કરી કરીને પ્રણામ કર્યા; આરતી ઉતારી અને પ્રદક્ષિણા કરી. આ લિંગ ચાર મોટા સ્થંભોની વચમાં છે, એટલે ચારે સ્થંભ ફરતાં પ્રદક્ષિણા કરવી પડે છે. પૂજા દરમિયાન છૂટથી વપરાતા ઘીને લઈને આસ-પાસની જમીન ઘણી ચીકણી થઈ જાય છે. એટલે સંભાળીને ચાલવું પડે છે. પ્રદક્ષિણા પૂરી કરીને લિંગની ટોચ પર માથું લગાડી આશીર્વાદ લઈને અમે પાછાં ફર્યાં. આ દરમિયાન બીજા પૂજન કરવાવાળા યાત્રીઓની ખૂબ ઠઠ જામેલી. સૌને વારાફરતી પૂજા કરવાનો મોકો મળતો હતો. બપોરના બે વાગે તો મંદિર બંધ થઈ જાય એટલે પૂજન માટે ખૂબ પડાપડી અને ધમાલ રહે છે.

ભાવિક યાત્રીઓ અત્યંત ગદ્‌ગદ થઈને શિવજીને ઘી લગાડતા લગાડતા પોતાનું શરીર, માથું, કપાળ વગેરે લિંગ સાથે ઘસતા હતા. કેટલીક ડોસીઓ તો આંખમાં રેલાતી આંસુની ધાર સાથે "હે શિવજી, હે મેરે નાથ, તુમકો પાકર તો મેરા જનમ સફલ હો ગયા." એમ બોલતી બોલતી લિંગને એટલા પ્રેમથી ભેટી પડતી કે જાણે હવે ઊખડશે જ નહીં. બધાં પોતાની જાતનું ભાન ભૂલી જતાં લાગતાં હતા. માત્ર સચેત અને (દક્ષિણા બાબત) સચિંત હોય તો તે પૂજારી બ્રાહ્મણો જ. તેઓના મોં પર કોઈ જાતનું ભાવદર્શન નહોતું થતું. મને લાગે છે કે, રોજની પૂજા કરીકરીને રોજના એકના એક મંત્રોચ્ચારો પોપટની માફક પઢીપઢીને, અને રોજના આવા ગાંડાં-ઘેલાં કાઢતા યાત્રિકોને જોઈજોઈને તેઓનાં હૃદય જડ થઈ ગયાં હશે. હૃદયમાં જ કોઈ ભાવ ન ઊઠે તો પછી મુખ પર તો ક્યાંથી જ આવે ? અને એટલે જ એ લોકોના ચહેરા આટલા બધા ભાવશૂન્ય અને કવચિત્ અશ્રદ્ધા પ્રેરે તેવા જણાતા હશે. એકાદ કલાક એક ખૂણામાં ઊભાં રહીને સજળ નયને આ શ્રદ્ધાળુ યાત્રીઓનું પ્રેમદર્શન નિરખી રહી. આમાં મોટો ભાગ તો ગરીબ ભોળા ગામડિયાઓનો જ હતો. દરેક પ્રાંતના લોકો આમાં હતા. બધાં અહીં જાતિપતિ અને પ્રાંત પ્રાંતના ભેદ ભૂલીને એક શિવજીને જ સર્વસ્વ માનીને પ્રેમથી રટતાં હતાં, ભેટતાં હતાં, વિનવતાં હતાં, કાલાવાલા કરતાં હતાં, અને પ્રેમાશ્રુ વહાવતાં હતાં. જિંદગીભરની કમાણીમાંથી પાઈ પાઈ બચાવીને આ લોકો વાટખરચી જેટલું ધન માંડમાંડ ભેગું કરી શક્યાં હશે. માઈલોના માઈલો સુધી પગપાળો પંથ કરીને અનેક મુશ્કેલીઓ સહન કરતાં કરતાં એક શ્રદ્ધાના જ બળે અહીં સુધી પહોંચ્યાં હશે. વળી કેટલાંક તો એટલાં બધાં વૃદ્ધ અને અશક્ત હતાં કે એ અહીં સુધી કેમ કરીને પહોંચ્યાં હશે તેનું જ આશ્ચર્ય થતું હતું. પ્રશ્ન થતો હતો કે આવા લોકોની સાચા હૃદયની ભક્તિમાં પથ્થરમાં પણ પ્રાણ પૂરવાની શક્તિ હતી, તો શું શ્રી કેદારેશ્વર એમના

પર પ્રસન્ન નહીં થાય ? એ પથ્થરમાં આટઆટલાં પ્રેમાશ્રુનાં સ્નાને દયા નહીં પ્રગટે ? પણ અહીં તો ભગવાન કરતાં ભક્તોની મહત્તા વિશેષ દેખાતી હતી. તેઓ તો બસ દર્શન માત્રથી જ પુલકિત થઈ ઊઠયાં હતાં, અને જાણે સર્વસ્વ પામ્યાં હોય તેવાં સંતુષ્ટ દેખાતાં હતાં. જિંદગીમાં બીજી કોઈ કામના હવે ન રહી હોય તેવાં સ્વસ્થ જણાતાં હતાં. ભગવાનનાં દર્શને ખૂબ આનંદનો અનુભવ કર્યો, પણ આવા શ્રદ્ધાળુ ભક્તોનાં દર્શને મન વિશેષ આનંદ પામ્યું, અને લાગ્યું કે એકલા ભગવાનનાં દર્શને તો યાત્રા અધૂરી જ રહી જાત.

અમે મંદિરને બીજે દરવાજેથી બહાર નીકળ્યાં. આ વિશાળ આંગણામાં બીજાં પણ બેત્રણ મંદિરો હતાં.

મંદિરની પાસે એક હંસકુંડ છે, જ્યાં આગળ પિતૃઓની મુક્તિને માટે શ્રાદ્ધકર્મ કરવામાં આવે છે. મોટા મંદિરની પછીતે હજુ બરફ ઓગળ્યો નહીં હોવાથી બરફનો મોટો ખડક ભીંતને લાગીને જામ થઈ ગયેલો હતો. તેમાં વચ્ચે જરા જગા હતી. ત્યાં નાના વીરડા જેવો અમૃતકુંડ હતો. આ અમૃતકુંડની પણ કંઈક કથા ત્યાં બેઠેલા એક નાના છોકરાએ કહી હતી. પણ અત્યારે સ્મરણમાં નથી. આસપાસથી હજુ થોડા દિવસ પહેલાં જ બરફ ઓગળેલો, પણ તેના અવશેષરૂપે આ પછીતે આટલો રહી ગયેલો. આ બરફનાં મૂઠિયાં, લાડુ અને ફૂટબોલ વગેરે વિવિધ પ્રકારો બનાવ્યા અને એનાથી આંગણામાં દોડાદોડી કરીને રમ્યાં. ઉછળતા બરફના લાડુ, મૂઠિયાં વગેરે સૂર્યના તેજે જરા ચમકીને પછી ફચ્ચ દઈને પાછાં ભૂકો થઈને વેરાઈ જતાં હતાં. ખડક ઉપરથી થોડો મેલો બરફ કાઢી નાખીને અંદરનો ચોખ્ખો બરફ થોડો ખાઈ પણ જોયો. 'અમારી પાસે શરબતના બાટલા હોત તો ગુલાબી યા પીળા રંગના બરફના ગોળા —આપણે ત્યાં રેંકડીવાળાઓ શેરીએશેરીએ વેચે છે તેવા—બનાવીને ખાવાની લિજ્જત આવત. શિયાળામાં આ બધું બરફથી ઢંકાઈ જાય

છે, માત્ર મંદિરના શિખરનો થોડો ભાગ ખુલ્લો દેખાય છે. આ મંદિરનો જીર્ણોદ્ધાર નેપાલના મહારાજાએ કરાવેલો મહારાજાના પરિવારનાં બધાં જ સ્ત્રીપુરુષો અને બાળકોનાં નામ મંદિરના પ્રવેશ-દ્વારમાં લગાડેલી તકતી પર વાંચવા મળે છે.

અહીં યાત્રાની મોસમ દરમિયાન એક ડૉકટર રહે છે. જે બીમાર યાત્રીઓને દવા આપે છે. અમે પણ અહીં આવીને ડૉકટરને મળ્યાં, અને માજીને ઈન્જેકશન અપાવ્યું અને દવા લીધી. અહીં ડૉકટરનું રહેવું ઘણું ઉપકારક લાગ્યું.

દર્શન વગેરેથી પરવારીને થોડા ફોટાફિલ્મ લીધાં. અમારી આગળ આવી ગયેલા યાત્રીઓએ અમને સૂચના આપેલી કે બે વાગ્યા પહેલાં પૂજા વગેરે વિધિ પતી જાય તો તરત જ પાછાં ફરી જજો, કારણ કે રાત્રે બરફ પડવાની સાથે ટાઢ ખૂબ વધે છે. અમને પણ આ સૂચના ઠીક લાગી એટલે પાછાં જવાનો જ નિર્ણય કર્યો.

## श्री. केदारनाथजी की स्तुति

श्री केदारनाथम् अनाथनाथम्, विश्वनाथमहेश्वरम्
पाण्डवानाम् गोत्रहत्यापापनाशकम् ईश्वरम् ।
वन्दे शरण्य ज्ञानद, शरणागतप्रतिपालकम्
शरणागतोऽहम् साम्प्रतम्, त्वं पाहि माम् शरणागतम् ॥

पापनाशक पुण्यदायक, देववृन्द सुवन्दितम्
भवबन्धछेदक मोक्षदायक, हेमकुण्डसुमंडितम् ।
नन्दिभृंगिश्रृंगिसेवित पादपङ्कजराजितम्
स्मरामि सम्प्रति भजामि संप्रति, नमामि संप्रति शङ्करम् ॥

લગભગ અઢી વાગવા આવેલા. આકાશ ખૂબ ઘેરાવા લાગ્યું હતું. ઠંડી વધતી જતી હતી. વરસાદના છાંટા પણ પડવા માંડયા.

આમાં નક્કી કરવું પણ મુશ્કેલ બન્યું કે રવાના થવું કે રહી જવું. રવાના થઈએ અને રસ્તામાં જો વરસાદ નડે તો બહુ જ મુશ્કેલી પડે. અને રહી જઈએ તો છેક સાંજના તો પછી નીકળાય જ નહીં. છેવટે હિંમત કરીને જવાનુ જ નક્કી કર્યું. રસોઈની ખટપટમાં પડ્યા વગર પાસેનો થોડો નાસ્તો ખાઈ લીધો અને ચાલવા માંડ્યું.

અમારી આસપાસના કાબરચીતરા પહાડો વધારે બરફ જામવાથી હવે તદ્દન શુભ્રશ્વેત દેખાવા લાગેલા. અને વાદળાં તો ઉપરથી ઊતરી ઊતરીને અમને જ ઘેરવા લાગ્યાં. વરસાદ ધીમો ચાલુ હતો. અમે ડંડીમાં બેસી ગયાં. ડંડીવાળાઓ પણ ચાલ તેજદાર કરી. અમે બધાં મનમાં પ્રાર્થના ગણગણતાં ઊંચે જીવે રસ્તો કાપવા લાગ્યાં. પહાડોમાં જો વરસાદ વધે અને અંધારું થાય તો આગળ ચાલવાનું મુશ્કેલ બની જાય, અને વચ્ચે રહેવાની કોઈ જગા જ નહીં, એટલે જરા ચિંતા થતી હતી. પણ ભગવાન કેદારેશ્વર પર શ્રદ્ધા રાખીને આગળ વધ્યે ગયાં કોઈ કોઈવાર તો વાદળાં એટલાં ઘેરી વળતાં કે અમારી આગળ દસ ફૂટ પર ચાલતી ડોળી પણ અદૃશ્ય થઈ જતી. પહાડી રસ્તાઓના જાણકાર લોકો ધીરેધીરે પણ સાવધાનીથી ચાલતા હતા. પેલા રસ્તે આવતા બે બરફના રસ્તાઓ પણ બીતાં બીતાં પસાર કર્યાં. વરસાદ વધ્યો પણ અમારી પાસે રેઈનકોટ, છત્રી વગેરે હતાં એટલે બહુ ભીંજાવું ન પડ્યું. કોઈ કોઈવાર આવી મુશ્કેલીમાં મુકાઈને પણ જે અનુભવ મળે છે તેમાં આનંદ આવે છે.

ઝપાટાભેર ડોળીઓ જતી હતી. તેમાં કોણ આગળ અને કોણ પાછળ તે ખબર જ નહોતી પડતી, ખબર કાઢવા થોભાય તેમ પણ નહોતું. આડેધડ બધા ઊંધું ઘાલીને રસ્તો કાપતા હતા, નાસતા હતા, તેવામાં દુર્ભાગ્યે આરતીની જ ડોળી સૌથી પાછળ રહી ગઈ. જેનો અમને ખ્યાલ ન રહ્યો. તેની ડોળી ઉપાડનારા એક માણસનો પગ લપસ્યો અને એ પડી ગયો. ત્રણ જણા કંઈ ડોળી ઉપાડી શકે નહીં.

જો ધારત તો એક નાની છોકરીને ત્રણ જણા ઉપાડી શકત, પણ આરતીએ જ ના કહી, અને એ નીચે ઊતરી ગઈ. એણે રેઈનકોટ પહેરેલો હતો એટલે ઝડપથી ચાલવા લાગી, લગભગ દોડવા લાગી. બધી ડોળીઓ ઘણે દૂર નીકળી ગઈ હતી. છતાં હિંમત રાખીને બહાદુરીથી દોડતી દોડતી રસ્તો કાપવા લાગી.

આ વખતે ગૌરીકુંડ આવીને ધર્મશાળાને બદલે ડાકબંગલામાં જ રહેવાનો વિચાર રાખેલો એટલે અમે ડાકબંગલે આવી પહોંચ્યાં. બધાં જ આવી ગયેલાં, પણ એક આરતી જ નહોતી આવી. ખૂબ ચિંતા થઈ. અમારા બે ભોમિયાઓને દોડાવ્યા. ત્યાં તો સામેથી શ્વાસભેર દોડતી દોડતી એ આવી પહોંચી. એટલે જીવને નિરાંત થઈ. વરસતા વરસાદમાં ઝપાટાભેર દોડવાથી એને શરદી અને ખાંસી થઈ ગયાં, જે બદરીનાથ પહોંચ્યાં ત્યાં સુધી મટયાં નહોતાં. તે સાંજ અને રાત્રે ભરપૂર આરામ લીધો. બીજે દિવસે પણ ઘણું મોડું ઊઠાયું.

## ૬. ઉષામઠ

વિદ્યા લીધી ક્ષેત્રમાં જે ઉષાએ
હિમાદ્રિની પુત્રીની પાસ રૂડી,
શિયાળામાં દેવકેદાર પૂજા
થાતી જ્યાં તે રમ્ય ઉષાનું ક્ષેત્ર.

અમે ઘણા દિવસથી પૂરીપાધરી રસોઈ જમ્યાં નહોતાં, ઘણી વાર તો એકલી ખીચડીથી જ ચલાવેલું. એટલે આજે તો આ ડાકબંગલાની સારી સગવડમાં અમારા સદા ઉત્સાહી પ્રભુ અને નારાયણે મળીને સુંદર રસોઈ બનાવેલી તે નિરાંતે જમ્યાં. જ્યાં જ્યાં ડાકબંગલો મળતો ત્યાં ત્યાં નાહવા ધોવાની, રસોઈની અને આરામ કરવાની પૂરતી સગવડ મળતી એટલે ખૂબ રાહત લાગતી, અને ઘણા દિવસનો થાક ઊતરતો.

અમે જમીને ઊઠયાં અને લગભગ અગિયાર વાગે વરસાદ શરૂ થઈ ગયો. અમારે બે વાગે નીકળવું હતું. વરસાદ વરસતો હતો. જો નીકળીએ તો રસ્તામાં હેરાન થઈએ, અને ન નીકળીએ તો એક દિવસ ભાંગી જાય તેમ હતું. છેવટે ખૂબ વિચાર કર્યો પછી ઠરાવ્યું કે વરસાદ જરા ધીમો પડે એટલે નીકળી જ જવું. આ પ્રવાસ પાંચ જ માઈલનો હોવાથી અમે છેક સાડાચારે નીકળ્યાં.

વરસતા વરસાદમાં પણ સંખ્યાબંધ યાત્રીઓની હારની હાર અમને મળવા લાગી. ઘણા કેદારેશ્વરનાં બરફ અને ત્યાંની ઠંડી વિષે માહિતી માગતા હતા. આજે પણ વાદળાં ખૂબ નડયાં. અમે બહુ જ ધીમેધીમે જતાં હતાં, છતાં વચમાં એક ડોળીવાળાનો પગ જરા લપસી ગયેલો. છેવટે અંધારું થતાં રામપુર ચટ્ટીમાં પહોંચ્યાં. વરસાદ હોવાથી બધી જ ચટ્ટીઓ અને કાલીકમલીવાલાની ધર્મશાળા ખીચોખીચ ભરેલાં હતાં. અમે રસ્તા પરની એક ઉઘાડી ઓસરીમાં મુકામ કર્યો. આજે જ્યાં રહેવાની જ મુશ્કેલી હતી ત્યાં રસોઈપાણીનું તો કેમ જ બની શકે ? એટલે ખાવાપીવાનું માંડી વાળીને સહેજે એકટાણાનું પુણ્ય મેળવ્યું અને સીધાં બિસ્તરા પાથરીને લેટી ગયાં. ઉઘાડી ઓસરીમાં વરસાદ ન આવે તે માટે મોઢા આગળ લાઈનબંધ અમારી ૭ ડોળીઓને ગોઠવીને ઉપર મીણકાપડ પાથરી દીધાં. એટલે અમારા રક્ષણ માટે એક કિલ્લો રચાઈ ગયો.

આજે સવારમાં રામપુરથી વહેલાં ઊપડીને ફાટા પહોંચવું હતું. અને ત્યાં વધારે વખત રોકાયા વિના આગળ વધવું હતું. સવારમાં હવામાન સારું હતું એટલે ધાર્યા ટાઈમે ફાટા પહોંચી ગયાં. ત્યાંની સ્કૂલના હેડમાસ્તર, બીજા માસ્તરો અને છાત્રોએ અત્યંત પ્રેમથી સ્વાગત કર્યું. જંગલમાં મુશ્કેલીથી મળતાં ફૂલોની માળાઓ પહેરાવી અને સુંદર સ્વાગતગીતો ગાયાં. અમે પણ અમારાથી જે બન્યું તે ફૂલપાંખડી એ સ્કૂલના ફંડમાં આપી અને એમની અત્યંત જરૂરની વસ્તુઓની યાદી માગી લીધી. નાનકડી નિર્મળાને પણ એક નાની સરખી ભેટ આપી. અમારો ત્યાં મૂકેલો સામાન ખચ્ચરોની પીઠ પર ચઢાવીને ચાલવા માંડ્યું. આ બધા લોકોનો આવો સાચા હૃદયનો પ્રેમ અનુભવીને મન ગદ્‌ગદ બન્યું. લગભગ એક માઈલ સુધી હેડમાસ્તર અમને વળાવવા સાથે આવ્યા. મુંબઈ પહોંચીને તરત જ એમણે મંગાવેલી ચીજો નોટબૂકો, રબરો, પેન્સીલો, શાહી અને દવાઓ મોકલી આપવાનું વચન આપ્યું. અને બની શકે તો એકાદ બે ધનિકો સાથે

ચિત્ર દોરાયું ત્યારે ઉષાએ હરખઘેલી થઈને ચિત્રાને હૃદય સરસી ચાંપી અને કહ્યું કે, "આજ પુરુષને મેં મારા સ્વપ્નામાં જોયેલો. હવે તું મને એનો મેળાપ કરાવી આપ. નહીંતર આવતી કાલે સવારે હું જીવિત નહીં હોઉં" ચિત્રાએ નારદજીનો વેશ ધારણ કર્યો. અને દ્વારકાપુરી પહોંચી ગઈ. નારદજીને તો કોઈ રોકે જ નહીં. એટલે શ્રી. કૃષ્ણ ભગવાનના ચક્રને સહેલાઈથી વટાવીને અંદર પહોંચી ગઈ. નિદ્રાધીન અનિરુદ્ધને પલંગ સાથે જ ઉપાડીને મધ્યરાત્રે ચિત્રા ઉષા પાસે પહોંચી ગઈ. ઉષાહરણ તો પછી થાય છે. પણ તે પહેલાં આવી રીતે અનિરુદ્ધનું હરણ થયું હતું.

શિયાળામાં જ્યારે શ્રી કેદારનાથનાં દર્શન બંધ થઈ જાય છે, ત્યારે એમની પૂજા અહીં ઉખીમઠના મંદિરમાં જ થાય છે, કેદારનાથના પૂજારી પણ એ દરમિયાન અહીં જ રહે છે.

આ મંદિરમાં દાખલ થતાં જ ડાબી બાજુએ શ્રી પંચકેદારજીની ગાદીનાં દર્શન છે. પંચકેદાર એટલે (૧) કેદારનાથ (૨) મધ્યમહેશ્વર (૩) તુંગનાથ (૪) રુદ્રનાથ (૫) કલ્પેશ્વર. આ મંદિર પણ પાંડવોએ જ બંધાવેલું છે. મુખ્ય મંદિરોમાં લિંગ છે પણ ઉપરથી એ ને એ જ આકારનાં સોનાનાં ઢાંકણાંથી ઢાંકીને શંકરની શૃંગારસહિત સગુણ મૂર્તિ છે, તેનાં દર્શન છે. લિંગની પાછળ રાજા માંધાતાની મૂર્તિ છે. આ ઉપરાંત આંગણામાં બીજાં પણ નાનાં મોટાં મંદિરો અને મૂર્તિઓ છે.

ગામ તો પહાડી હોવાથી નાની સાંકડી બજાર હતી, પણ રસ્તાઓ પ્રમાણમાં ચોખ્ખા હતા. બજારમાં પણ ઠીક પ્રમાણમાં જરૂરિયાતની ચીજો મળતી હતી. અહીં પોસ્ટઓફિસ, ઈસ્પિતાલ, દેશી ઔષધાલય, સંસ્કૃત પાઠશાળા, જુનિયર હાઈસ્કૂલ અને સારા પ્રમાણમાં ધર્મશાળાઓ હતી. અહીંનો ડાકબંગલો બદરીને રસ્તે લગભગ ૧

માઈલ દૂર હતો, છતાં અમે તો ત્યાં જ જવાનું પસંદ કર્યું. ચટ્ટીઓ અને ધર્મશાળાઓમાં રહીને હવે કંટાળી ગયાં હતાં.

આ બંગલો ખૂબ સુંદર મોકાની જગા પર આવેલો હતો. પહાડી ગામો દેખાતાં હતાં. પહાડી ખેતીનાં પગથિયાં, અને અંદર પાકીને સોનેરી બની ગયેલા ઘઉંનાં ચમકતાં કણસલાં ખૂબ સુંદર દેખાતાં હતાં. સામે જ સીધા અંતરે ચાલીએ તો એક માઈલ દૂર પર ગુપ્તકાશી દેખાતું હતું. પણ રસ્તે રસ્તે જતાં અહીંથી દસ માઈલ થાય. અહીં બંગલાની આસપાસ પ્લમ્સનાં ઝાડો સારા પ્રમાણમાં હતાં. પહાડનું એક ઝરણું બાંધી લીધેલું, તેમાંથી સતત પાણી આવ્યા જ કરતું હતું. અહીં તો નળને ઉપર બંધ કરવાની ચકલી જ નહીં. આખો વખત પાણી વહી જવા દેવું પડે. પવનના તીખા સુસવાટા વચ્ચે પણ અહીં ફરવાની મઝા હતી. આસપાસનું દૃશ્ય એટલું સુંદર અને નયનાભિરામ હતું કે એ જોવાનું મૂકીને ઓરડાની હૂંફમાં ભરાવાનું ન ગમ્યું. સમી સાંજ થતાં તો આસપાસનાં ગામડાંમાં અને સામેના ગુપ્તકાશીમાં દીવડાઓ ટમટમી ઊઠ્યા. ઝળહળતી વિજળીના પ્રકાશ કરતાં આ ટમટમતા દીવડાઓના પ્રકાશનું આકર્ષણ અદ્‌ભુત હતું. આ દીવડાઓએ તો જંગલને અનેરી શોભા અર્પી હતી.

ખીચડી ખાઈખાઈને અમારાં બધાનાં મોં મોળાઈ ગયાં હતાં એટલે માસીબાને આજે તો તીખુંતીખું ઓસામણ પીવાનું મન થયું. સામાન હજુ આવ્યો નહોતો. તો પણ અમે રસોડામાં પેઠાં. નાળિયેરની કાચલીઓ, તણખલાં, લાકડાનાં છોડિયાં, થોડા કાગળ વગેરે વીણી લાવીને ચૂલો પેટાવ્યો. ભડકા કરતાં ધુમાડાને જ અમે વધારે ઉત્તેજન આપી શક્યાં. ધુમાડાથી ગૂંગળાઈને બે વાર તો બહાર નાસી છૂટ્યાં. પાછાં ધીમેધીમે બારીમાંથી ડોકિયાં કરીને પરિસ્થિતિનું અવલોકન કરી લેતાં, અને અમારામાંથી એક જણ નિશ્ચય કરીને મક્કમ પગલે આગે કદમ કરીને હિંમતભેર રસોડામાં પગલાં માંડતું. ચૂલામાં ઝટપટ

બેચાર ફૂંક મારીને થોડીક ભડકલી જેવું પ્રગટાવીને પાણી નીગળતી આંખે ફરી પાછું બહાર ખુલ્લી હવામાં દમ લેવા દોડી આવતું. આમ વારાફરતી અમે બધાં જ આ સ્વાદ લઈ આવ્યાં. છેવટે આશાના દીપ સમો એક મોરો જેવો ભડકો થયો ખરો. અમે ડાકબંગલાનું એક ભેંસના મોઢા જેવું કાળું મેંશ તપેલું ઉપાડી લાવ્યાં, અને એમાં પાણી ભરીને ચૂલા ઉપર ચઢાવ્યું. પાણી ઊકળવા પણ લાગ્યું. અમે બધાં આનંદમાં રાચવા લાગ્યાં કે હમણાં આપણો સામાન આવશે એટલે એમાંથી દાળ કાઢીને ઓરી દેશું. અને પછી તો એક કલાકમાં ઓસામણ તૈયાર. વાડકા ભરીભરીને કેવા સ્વાદથી અમે ઓસામણ પીશું તેનો ખ્યાલ માત્ર અમને આનંદ આપી જતો હતો પણ ત્યાં તો હે ભગવાન! નસીબ બે ડગલાં આગળ થયું. અમારા દોઢડાહ્યા માણસોએ નીચેની ધર્મશાળામાં થાક ખાવા ઉતરેલા ત્યાં જ એટલી વારમાં બધાં માટે ખીચડી પકાવીને ખચ્ચરવાળા જોડે ઉપર મોકલી દીધી. અમારી યોજના અને આશા પર પાણી ફરી વળ્યું. અમારા ઉત્સાહનો પારો છેક તળિયે બેસી ગયો. અમે એક બાજુ પેલા ઓચિંતા આવી પડેલા ખીચડીભર્યા તપેલા સામું જોઈએ અને બીજી બાજુ અમારા પ્રચંડ પુરુષાર્થના બળે ઊકળતા થયેલા પાણીના તપેલા સામું જોઈએ. થયું, હોનહાર મિથ્યા નથી થઈ શકતું. આજે પાછી ખીચડી જ આપણા કપાળમાં ચોંટેલી, તેને આપણે કેમ કરીને પાછી ઠેલી શકીએ! ચાલો જીવ, હવે તો એને જ આરોગો અને સંતોષ માનો. પણ આ દિવસની ખીજ ઉતારવા મનમાં નિશ્ચય કરી રાખ્યો કે ઘેર જઈને બરાબર એક વરસ સુધી ખીચડી ન ખાવી. વળી વિચાર થયો કે આપણે આવી ખીજ ન કરવી જોઈએ. અત્યાર સુધી તો ઘણે-ખરે સ્થળે એ દયામયીએ જ આપણને જિવાડ્યાં છે. અમારાં એક બ્રાહ્મણ માસીબા નામે પાર્વતીમાસી હતાં. ગામડાનાં હતાં. તેઓ હંમેશાં ખીચડીને "સુખપાવની" કહીને જ સંબોધતાં. કારણમાં તેઓ કહેતાં કે બનાવવામાં સહેલી, ખાવામાં સહેલી અને પચાવવામાં સહેલી. વળી

યાત્રીઓની તો ખરેખર સાથીદાર મિત્ર કહેવાય. એવી એ ખીચડીમૈયા ઉપર રોષ કરીને વળી અમારે ક્યાં જવું ? એટલે પછી એને જ આનંદથી આરોગી પ્રાર્થના કરીને પોઢી ગયાં.

સવારમાં વહેલાં ઊઠીને પ્રવાસ શરૂ કર્યો. આ રસ્તો કેદારેશ્વરના રસ્તા કરતાં જુદી જાતનો લાગ્યો. કેદારેશ્વરને રસ્તે આખો વખત એક બાજુ પહાડ અને બીજી બાજુ ઊંડી ખીણ જ આવતી, એટલે ખૂબ સાવધાની રાખીને ને ચાલવું પડતું અને પ્રમાણમાં ત્યાં લીલી વનસ્પતિ ઓછી હતી. જ્યારે આ રસ્તે ઘણી વાર પહાડની વચ્ચે ચાલવાનું હોવાથી રસ્તો પ્રમાણમાં પહોળો અને બન્ને બાજુ ઝાડવાળો આવતો હતો. તેથી ચાલવાનું ખૂબ ગમતું હતું. આ રસ્તે ગૌરીફળ તોડીને ખાવાની ખૂબ મઝા પડે છે. એમ કહેવાય છે કે દરેક સૌભાગ્યવતી સ્ત્રીએ આ રસ્તે ચાલતાં આ ફળ પ્રસાદરૂપે ખાવું જોઈએ. પતિના દીર્ઘાયુષ્ય માટે અને આ જન્મના પતિ આવતે જન્મે પણ મળે તે માટે આ ફળ ખવાય છે એમ અમારી સાથેનાં એક બહેને અમને સમજણ આપી. આ ફળ નાનું રાસબરીને મળતું, ઘેરા પીળા રંગનું ખાટુંમીઠું અને મધુર સ્વાદ અને સુગંધવાળું હોય છે. આ ફળો નાના છોડવાઓ જેવા ઝાડથી માંડીને સાતઆઠ ફૂટનાં સાધારણ ઊંચા ઝાડો પર લટકતાં હોય છે. એટલે સહેલાઈથી તોડી શકાય છે. ઘણી વાર ખીણના ઢોળાવ પર આવાં ફળો વિપુલ પ્રમાણમાં જોવામાં આવતાં પણ ત્યાંથી તો તોડવાની મુશ્કેલી હતી. તે છતાં અમારા પહાડી ડાળીવાળાઓ તો ત્યાં પણ પહોંચી જતા અને મોટાં પાંદડાંના દડિયા બનાવીને એને ગૌરીફળથી છલકાવીને અમારી પાસે લઈ આવતા. આ જંગલમાં પહાડી ઉપયોગી વનસ્પતિઓ અને જડીબુટ્ટીઓ ખૂબ જોવામાં આવે છે. પણ આપણે બરાબર ઓળખીએ નહીં અને ડાળીવાળાઓના સાધારણ જ્ઞાન પર વિશ્વાસ રાખી શકાય નહીં, એટલે એ બધું જોઈ ને માત્ર અમારા જ્ઞાનમાં થોડો વધારો કર્યો. પણ કોઈ ચીજ ત્યાંથી ઊચકીને ભાર વધારવાનું મન ન થયું. અહીં જંગલી

ફર્નની અનેક જાતો જોઈ. કોઈ અત્યંત મુલાયમ તો કોઈ ભિન્નભિન્ન સુંદર આકારવાળા, વળી બીજી કેટલીક જાતોનાં પાંદડાં જ વિવિધ પ્રકારનાં કરકરિયાવાળાં હતાં, તો કોઈ મખમલી રંગે શોભાયમાન હતાં. શહેરના બગીચાઓમાં બહુ જતનથી જેમને જિવાડવામાં અને જાળવવામાં આવે છે તે ફર્નની આટલી અગણિત જાતો અહીં પોતાના નૈસર્ગિક વાતાવરણમાં કશાયે જતન વગર સોળે કળાએ ખીલીને જંગલની સમૃદ્ધિમાં વધારો કરતી દેખાતી, અને અમારા જેવા અનેક યાત્રીઓની આંખ ઠારતી.

આ આખે રસ્તે જંગલી ગુલાબની વેલીઓ પણ ખૂબ જોવા મળી. આ વનગુલાબની સુગંધ આપણા ગુલાબની સુગંધને મળતી આવે છે. પણ જરા ભીની સુગંધ હતી. એનાં પાંદડાં, કાંટા, કળી વગેરે બધું જ ગુલાબ જેવું જ. માત્ર એને પાંચ જ પાંખડીઓ હોય છે, અને રંગે તદ્દન સફેદ. રસ્તાની બંને બાજુએ આ ગુલાબની નાજુક વેલીઓએ મોટાં મોટાં જંગી ઝાડોને પણ પોતાના પ્રેમપાશમાં જકડી લીધેલાં હતાં. આખો રસ્તો એની મીઠી સુગંધથી ભરાઈ ગયેલો મહેકતો હતો. આ સફેદ દૂધ જેવાં ફૂલો રસ્તાની શોભામાં અનેરી વૃદ્ધિ કરતાં હતાં. ઝાડોનાં ઝાડો આ ફૂલવેલીઓએ શણગારી દીધાં હતાં.

રસ્તે બકરાંઘેટાંનાં ટોળાં ખૂબ મળતાં હતાં. મૃદુ અવાજે રણકતી ઘંટડી એ તો જાણે અહીંનાં પશુઓનું એક અનિવાર્ય આભૂષણ જ લાગે છે. ઘંટડીઓનો મધુર અવાજ કરતાં આ ટોળાં રસ્તે અવારનવાર મળ્યાં જ કરે છે. તેઓની પીઠ પર બે નાનાં પોટલાંમાં નિમક લાદેલું હોય છે. પહાડી પ્રજાને મન નિમક એ તો બહુ મોંઘી ચીજ છે. એને એક સ્થાનથી બીજે સ્થાને પહોંચાડવા થતો બકરાં ઘેટાંનો ઉપયોગ બહુ ગમ્યો. આ ભોતડા જેવા બકરાંઘેટાંના મોં પરના ભાવ પરથી લાગતું કે જાણે એ લોકોને કશી જ ગતાગમ નથી કે એમની પીઠ પર કંઈક ભાર લાદેલો છે. એ તો રૂપાળા હળવાફૂલ હાલ્યા જ જાય. વચમાં કંઈ તૃણ તણખલાં મળે તો ચરતાં પણ જાય.

આ રસ્તે પણ ઠીક પ્રમાણમાં યાત્રાળુઓ મળતા હતા. અહીં અમરાવતીનું એક મહારાષ્ટ્રી કુટુમ્બ પણ મળ્યું. તેમાં એક ચૌદ-પંદર વરસની નાની સુંદર છોકરી હતી. તેની ચાલવાની ઝડપ સારી હતી, એટલે ચાલતાં ચાલતાં એની સાથે વાતો કરવાની અને મધ્ય પ્રદેશનાં મારાં જૂનાં સંસ્મરણોને ઉખેળવાની સારી તક મળી. રસ્તે દૌડાચટ્ટીમાં થોડી વાર વિશ્રામ લીધો. અમારી સાથેના માજીના નોકર પાત્યાજીના પવાલા જેવડા ખિસ્સામાંથી જાદુઈ કોથળીની માફક જ્યારે જોઈએ ત્યારે જથ્થાબંધ શેકેલા ચણા નીકળી આવતા. તેનો નાસ્તો કર્યો અને ત્યાં ગામ વચ્ચે જ પાણીના ઝરણાથી ચાલતી એક જલ-ચક્કી હતી, તે બધાંને બતાવી.

અમારી ટોળીના એક માણસને ગાવાનો ભારે શોખ. જ્યારે-ત્યારે ઓચિંતો એ કંઈક લલકારી ઊઠે, અને પાછો શરમાઈને ચૂપ થઈ જાય. મેં એને જણાવ્યું કે મને એવું ગાવાનું ઘણું ગમે છે, અને એ જો સંભળાવશે તો ખૂબ શોખથી સાંભળીશ. ત્યારે એણે ખુલ્લે દિલે ગાવાનું શરૂ કર્યું, અને એક દિવસ નિરાંતે બદરીનાથ પહોંચીને ખૂબ ગીતો સમજાવીને સંભળાવશે એવું વચન પણ એણે આપ્યું.

## ૭. રળિયામણી નિસર્ગ

અહો આહીં દીસે કુદરત તણી શી મધુરતા,
દીસે વૃક્ષોવેલી કુસુમ ઝરણાં દિવ્ય જ રૂપે.

—કલાપી

આજે રસ્તો સુંદર હોવાથી ચાલવાનું જ ગમ્યું. લગભગ પાંચ માઈલ ચાલી નાખ્યું. અહીંની હવામાં જ કંઈક એવી તાજગી છે કે થાક નથી લાગતો. ચાલવાની ખૂબ મઝા પડી. લગભગ ૧૦॥ વાગે દોગલ ભીતાના ડાકબંગલામાં પહોંચ્યાં. જમી પરવારીને થોડીવાર આરામ લીધો. બપોરે ૩ વાગે તુંગનાથ જવા ધારેલું પણ વાદળાં અને વરસાદને લઈને માંડી વાળ્યું. ઠંડી પણ સારી પેઠે હતી. બરફ પણ ઠીક પ્રમાણમાં પડતો હતો. તુંગનાથ પર પણ ખૂબ બરફ પડતો હતો એમ ત્યાંથી આવેલા એક ચોકીદારે જણાવ્યું. સવારમાં આસપાસના પહાડો પર બહુ જ થોડા પ્રમાણમાં બરફ દેખાતો હતો તે બધા જ અત્યારે શ્વેતરંગે રંગાઈ ગયા હતા. સાંજના એક તરફ વરસાદ વરસતો હતો, બીજી તરફ હિમશિખરો પર આથમના સૂર્યનાં કિરણે એક પ્રકારનો સાત્વિક સૌમ્ય ઝગમગાટ કરી દીધો હતો. અને એ બેની વચ્ચે મેઘધનુષ્ય ખેંચાઈ ગયું હતું. આકાશની અને આસપાસની આજની શોભા અપૂર્વ લાગી. ઠંડી સારા પ્રમાણમાં હતી, છતાં ડાકબંગલાના ઓરડામાં ઘણી હૂંફ રહી.

સવારમાં વહેલાં ઊઠીને પરવાર્યાં. અત્યંત ઠંડીને લઈને મોંમાંથી સિગારેટની માફક ગોટેગોટ ધૂમાડા નીકળતા હતા. તૈયાર થઈને આંગણામાં આવ્યાં. ત્યાં તો કૃષ્ણપક્ષની ચૌદસનો પાતળો ચંદ્રમા એક ટમટમતા તારાના સાથમાં તુંગનાથનાં શિખર પર ચમકી રહેલો દેખાયો. રાત્રિ દરમિયાન ચારે બાજુ ખૂબ બરફ પડી ગયેલો. અહીં રાત્રે ૩૫ ડિગ્રી ઉષ્ણતામાન રહે છે. અને દિવસે ૪૫ ડિગ્રી. અમે તો જેટલાં હતા તેટલાં ગરમ કપડાં ઠાંસી લીધેલાં. ચાલવાથી જરા ગરમી આવી ગઈ. ધીમેધીમે અજવાળું થતાંયતાં સૂર્યનારાયણે કોર કાઢી, અને એનાં પ્રસન્ન કિરણે બધા હિમશિખરો ઝળાંઝળાં થઈને હસી ઊઠયાં. આજના સૂર્યોદયની શોભા બહુ જ ગમી. તુંગનાથથી નીકળતી આકાશગામિની ગંગા જેની ત્રણ મુખ્ય ધારાઓ છે તે રસ્તામાં વારંવાર મળવા લાગી. આજે તો આખે રસ્તે ચઢાઈ જ હતી. પણ રસ્તો પ્રમાણમાં ઘણો જ સગવડભર્યો હતો. ચારે બાજુએ ડુંગરા અને વચમાંથી જવાનું હતું. અહીં કેટલીક જાતનાં બહુ જ સુંદર ફૂલો જોવા મળ્યાં. બાગબગીચાઓમાં ખૂબ પરિશ્રમથી ઉછેરવામાં આવે છે તેવાં ફૂલો અહીં આપોઆપ ખીલીને જંગલને અત્યંત શોભાયમાન બનાવી રહ્યાં હતાં.

આ જંગલમાં દેવદારનાં વૃક્ષો વિપુલ પ્રમાણમાં હતાં. આસપાસના ડુંગરાઓ પણ આ જંગી વૃક્ષોથી ભરચક હતા. આ વૃક્ષો તદ્દન સીધાં અને છેક ઉપરથી ઝૂંડવાળાં હોય છે. એટલે જાણે કે એક શિસ્તબદ્ધ લશ્કર તૈયાર ઊભું હોય તેવાં ટટ્ટાર અને કતારબંધ ઉભેલાં માલૂમ પડતાં હતાં. આટલા મોટા પ્રમાણમાં આવાં ઉપયોગી વૃક્ષો અહીં થતાં હોવા છતાં તેનો ઉપયોગ નહિવત જ થતો હતો. કારણ કે એના લાકડાને લઈ જવાનાં સાધનોને (ટ્રાન્સપોર્ટ) અભાવે એ વૃક્ષો વૃદ્ધ થઈને પડી જાય છે, અને સડીને ગળી જાય છે. માત્ર બદરીનાથને રસ્તે આવતાં જંગલોમાંથી વૃક્ષો કાપીને એનાં મોટાં

બીમનાં બીમ અલકનંદાના જબ્બર પ્રવાહમાં વહાવી દેવામાં આવે છે. તે દરદ્વારથી ભેગાં કરી લેવામાં આવે છે. તેવી જ રીતે અહીં ખનિજ સમૃદ્ધિ પણ ખૂબ છે. છતાં સાધનોને અભાવે તેનો કશો જ ઉપયોગ નથી થઈ શકતો.

આ પ્રદેશની જમીન એકજાતનાં ઝીણાં ઝીણાં સફેદ ફૂલોથી ઢંકાઈ ગયેલી જણાઈ. કોઈ કોઈ જગાએ તેવાં જ નાનાં પીળાં ફૂલો પણ જમીન પર પથરાઈ ગયેલાં. તુંગનાથચટ્ટી પછી તો લગભગ બધી જ જમીન આવા ફૂલોથી છવાયેલી મળી. આ રસ્તો ચઢાણ-વાળો હતો છતાં આ ચઢાણ એકદમ સીધું નહીં હોવાથી રસ્તો વિકટ ન લાગ્યો. હવે પેલાં વનગુલાબો જરા ઓછા પ્રમાણમાં આવવા લાગ્યાં, અને તેનું સ્થાન બીજાં સુંદર જરા મોટા કદનાં લાલ અને ગુલાબી ફૂલોએ લીધું, પણ જંગલની શોભામાં લેશ માત્ર કચાશ ન આવવા દીધી.

પહાડમાં કોરેલી સાંકડી નેળ વાટે અમે એ પહાડની બીજી બાજુ આવ્યાં. અહીંનું દૃશ્ય અને વનશ્રી તો વળી અદ્ભુત જ હતાં. અત્યાર સુધીના આખા પ્રવાસમાં આ બનિયાકુંડથી મંડલચટ્ટી સુધીનો રસ્તો સૌથી વધારે રમણીય લાગ્યો. આખે રસ્તે ખૂબ ઘીચ ઝાડી હતી. ફૂલો પણ સારા પ્રમાણમાં હતાં, અને રસ્તો પણ ઘણો જ સારો અને જરા પહોળો લાગ્યો. આ રસ્તે વચ્ચે આવતા ચારેક માઈલમાં તો વળી દરેક વૃક્ષ પર ચારપાંચ ઓરકીડઝ (પેરેસાઈટિસ) ઊગી નીકળેલા. ઓરકીડઝને પોતાના થડમૂળ નથી હોતાં, તે બીજા ઝાડના રસ પર જ પોતાનો ગુજારો કરે છે અને ફાલેફૂલે છે. એટલે જ વનસ્પતિશાસ્ત્રમાં એને પેરેસાઈટિસ એટલે પરોપજીવી કહેવામાં આવે છે. નાના ગોળ જરા ચપટા ઢુંગલાના આકારમાં ઓરકીડઝ મોટામોટા ઝાડોની ડાળીઓ અને ડાળીના મૂળમાં ગોઠવાયેલાં હોય છે. તેની ટૂંકીટૂંકી ડાળીઓ જાડી અને પાણીથી ભરેલી રસદાર હોય છે.

પાંદડાં પણ જરા જાડાં ભરેલાં હોય છે. નવેમ્બર-ડિસેમ્બરમાં જ્યારે તેની ખીલવાની મોસમ આવે છે ત્યારે તેના પર બહુ જ સુંદર રંગ-બેરંગી ફૂલો ખીલે છે આ ઋતુમાં જ્યારે બધાં જ ઝાડો આ ઓરકીડઝનાં ફૂલોથી ભરાઈ જતાં હશે ત્યારે વનનું દૃશ્ય કેટલું મનોહારી લાગતું હશે! વિચાર આવતો હતો કે નંદનવનમાં વળી આથી વધારે શું શોભા હશે!

આપણા તરફ ઓરકીડઝનો શોખ બહુ કેળવાયો નથી, પણ યુરોપ અમેરિકામાં આવા એકએક ઓરકીડઝ કોઈવાર અધી પૌંડ કે પૌંડની કિંમતે વેચાય છે. આપણા દેશમાં પણ કેટલાક શોખીન લોકો ઓરકીડઝને માટે જંગલો ખૂંદી વળે છે. મને યાદ છે કે એક વખત પંચમઢીનાં જંગલમાં અમે ફરવા નીકળેલાં. સાથે નાગપુરના ચીફ જસ્ટીસ મિ. બોઝ, તેમનાં અમેરિકન પત્ની શ્રીમતી આર્ઈરીન અને તેમની પુત્રી લીલી હતાં. સીધો રસ્તો છોડીને અમે નાની કેડીઓ અને કોઈક વાર કેડી વગર પણ આડેધડ ઘૂમતાં હતાં તેવામાં લીલીએ એકદમ બૂમ પાડીને અમારું ધ્યાન એક ઝાડ તરફ ખેંચ્યું. ત્યાં જોયું તો એક મોટી ડાળીના મૂળમાં ઓરકીડનું એક ઢુંગલું બેઠેલું દેખાયું અને ઉપર નાની દાંડી પર મઝાનું લવન્ડર રંગનું ફૂલ ખીલેલું હતું. લીલીએ જિદ્દ કરી કે ગમે તેમ કરીને એ ફૂલ એને જોઈએ. અમારી પાસેની લાકડીઓ ઊંચી કરીને જોયું તો ફૂલ સુધી પહોંચી નહીં. પણ તેટલામાં એક ભાંગેલી અને છેડેથી જરા વળેલી ડાળી પર અમારું ધ્યાન ગયું. તે પૂરતી લાંબી હતી અને છેડેથી વળેલી હતી એટલે ઓરકીડને ખેંચવામાં પણ ઠીક પડે તેમ હતી તે ડાળી અમે ઊંચકી લાવ્યાં અને ઊંચી કરીને ઓરકીડ સુધી પહોંચાડી. હવે તો ફૂલને બદલે આખું ઢુંગલું પણ લઈ શકાય તેવી શકયતા લાગી એટલે ડાળી નીચે ઘોચીને ઢુંગલાને ધીમેધીમે પેલા વૃક્ષથી છૂટું પાડ્યું અને ધીમે ધીમે સરકાવ્યું. એ પેલા ફૂલ સમેત અમારી ડાળીમાં ભરાઈ આવ્યું. ઓહો...હો એ ઓરકીડ મેળવતાં લીલી શું નાચી છે! એના

હરખનો પાર નહોતો રહ્યો. પછી તો પાણી છાંટીને બહુ સંભાળથી સાચવતી સાચવતી એ એને ઘેર લઈ ગઈ. આઠ દિવસ સુધી તો ઓરકીડ તદ્દન તાજું રહેલું.

તે ઉપરાંત થોરની પણ એ ત્રણ જાતો સારા પ્રમાણમાં જોવામાં આવી. આપણે ત્યાં થાય છે તેવા જ એક જાતના થોર હતા, પણ તેના પર મોટામોટા ગુચ્છામાં ગુલાબી રંગ કરતા જાસુદને વધારે મળતાં ફૂલો ખૂબ બેઠેલાં જોવામાં આવતાં. અહીંના લીંમડા પણ જુદી જાતના જણાયા. મોર, લીંબોળી સ્વાદ અને વાસ આપણા લીંમડા જેવાં જ, પણ એનાં પાંદડાંમાં કરકરિયા જ નહીં. આંબા પણ નાનાનાના મરવાઓથી ખૂબ શોભીતા હતા. અહીં વળી કોયલ પણ ટહુકતી સાંભળવા મળી. અને બપૈયાનું "પી કહાઁ" પણ ખૂબ સાંભળ્યું. બીજાં પણ ઘણી જાતનાં મીઠી બોલીવાળાં પક્ષીઓનું ગાન આખે રસ્તે સાંભળવા મળ્યું.

હમણાં હમણાં ત્રણચાર દિવસથી કોઈ પણ ગામમાં ટપાલ–પેટી જ જોવામાં ન આવી. કાગળો લખીને સાથે ફેરવીએ પણ જ્યાં પૂછીએ ત્યાં ટપાલપેટી વિનાનું જ ગામ નીકળે. એક જગાએ લાલ પેટી જોઈ ખરી, પણ સખત વરસાદ હોવાથી સરનામું ભૂંસાઈ જવાની બીકે કાગળો નાખ્યા નહીં. અહીં કોઈ જાતના બહારના સમાચારો મળવાનો તો અવકાશ જ નહોતો. તાર, ટપાલ, છાપાં વગેરે કશું જ મળે નહિ. જાણે જગત સાથેનો સંબંધ જ કપાઈ ગયો હોય તેમ લાગતું હતું. અને જાણે અમે આ પહાડોમાં ખોવાઈ ગયાં હોઈએ એવી લાગણી ઘણીવાર થતી હતી. "લોસ્ટ હોરાઈઝન"નું ચિત્ર ખૂબ યાદ આવતું હતું. દસપંદર દિવસ પહેલાંનું એક જૂનું કંઈક ચીજને વીંટાળેલું છાપું હાથમાં આવ્યું એટલે ભૂખ્યા અને તરસ્યાની માફક બધાંએ એની લીંટીએ લીંટી વાંચી નાખી.

દોગલ ભીતા ૭,૭૫૦ ઊંચાઈ પર હતું. ત્યાંથી ચઢતાં ચઢતાં

૯,૦૦૦ ફૂટ ઊંચાઈ પર આવ્યાં. વળી ઢળાણ શરૂ થયું, એટલે ઊતરતાં ઊતરતાં છેક ૨,૦૦૦ ફૂટ મંડલ આવી પહોંચ્યાં. આટલી ઊંચાઈ પરથી એકદમ ખીણમાં જ જાણે ઊતરી પડયાં. અહીં ગરમી પણ ખૂબ લાગવા લાગી.

લગભગ ૧૧ વાગે મંડલચટ્ટી પહોંચ્યાં. અમારા માણસો ત્યાં પહેલેથી પહોંચી ગયેલા એટલે રસોઈ બનાવી રાખેલી. ઠંડા પાણીથી હાથમોં ધોઈ જમી લીધું અને જરા આરામ કર્યો. અમે ઊતર્યાં હતા તે ધર્મશાળાની ભીંત પર સૂતાં સૂતાં નજર ગઈ. તો ભીંત બધી રૂપેરી રંગની ચકચકિત માટીથી લીંપેલી માલૂમ પડી. ભીંત ખરબચડી હોવાથી આ તેજ મારતી રૂપેરી માટી વધારે ચળકતી હતી. તરત ઊઠીને ત્યાંના રખેવાળને બોલાવીને આ માટી વિષે પૂછ્યું તો એણે જણાવ્યું કે અહીં આટલામાં આવા રૂપેરી રંગનાં પોચા પથ્થરો પહાડમાંથી નીકળે છે. તેને ખાંડીને બારીક કરીને આ ભીંતોને લીપી કાઢીએ છીએ. આ માટી અને તેનો સાદો ઉપયોગ બહુ જ ગમ્યો.

સાડાત્રણે ગોપેશ્વર જવા ઊપડવાનું હતું. હમણાં પાંચ દિવસથી રોજ બપોરના બે વાગે પવન અને વરસાદ અચૂક શરૂ થતા જ. એટલે આજે પણ વખતસર વરસાદ શરૂ થઈ ગયેલો, છતાં અમે તો ઊપડયાં જ. મંડળથી ગોપેશ્વર જતાં રસ્તામાં તોફાની મસ્તીખોર અલકનંદા મળી અને પછી તો એ અમારી સાથે ને સાથે જ ચાલવા લાગી. અમને આ સહવાસ ખૂબ ગમ્યો. સતત સાથે રહેવાથી એની ખાસિયતોનો અભ્યાસ કરવા મળ્યો. વધારે વરસાદને લઈને વચ્ચે આવતી એક ચટ્ટીમાં ઊતરી ગયાં.

ચટ્ટી એટલે એક લાંબી ખુલ્લી ઓસરી હોય છે. જેને રોજે-રોજ લીપીને સ્વચ્છ રાખવામાં આવે છે. અને ત્યાં એક લાંબી પહોળી ચટાઈ પાથરી રાખવામાં આવે છે. આખી ઓસરીમાં ભીંત તરફથી લાઈનબંધ નાના નાના ચૂલાઓ હોય છે. યાત્રીઓ ચટ્ટીમાં

ઊતરીને આ ચૂલાઓ પર રસોઈ પકાવે છે. ઓસરીને છેડે એક સળગતો મોટો ચૂલો હોય છે. જ્યાં આ ચટ્ટીનો માલિક ચા બનાવી રાખે છે, અને યાત્રીઓને બે આનાનો એક ગ્લાસ આપે છે. ચલમ સળગાવવા અને ચૂલા પેટાવવા દેવતા પણ પણ પૂરો પાડે છે. ત્યાં જ એક નાની ઓરડી પણ હોય છે. એ ઓરડીમાં ચોખા, દાળ, આટો, ઘી, બટાકા, ગોળ અને ખાંડ રાખવામાં આવે છે જે યાત્રી આ ચટ્ટીમાં ઊતરે તેણે ચટ્ટીના માલિક પાસેથી જ સીધુંસામાન ખરીદવો તેવો સામાન્ય નિયમ હોય છે. યાત્રાના સમય દરમિયાન આ માણસ ઠીક જેવું કમાઈ શકે છે. યાત્રી પાસેથી ચટ્ટીમાં રહેવા બદલ કાંઈ ભાડું લેવામાં નથી આવતું. પણ જે સીધુંસામાન ખરીદીએ તેનો ભાવ ઠીક જેવો મોંઘો હોય છે. યાત્રાની મોસમ પૂરી થયે એ માલિક પાછો પહાડોમાં પોતાને ઘેર ચાલ્યો જાય છે. મેં આવા એક ચટ્ટીવાળાને પૂછ્યું કે, "ભાઈ, તમને આ પ્રદેશમાં ગમે છે ખરું ? છ મહિના બરફ પડે તે વખતે તો કંઈ કામકાજ પણ ન થઈ શકે. ઘરમાં બેસીને તાપતાં તાપતાં હુસ નીકળી જાય." તો તેણે મને સામો સવાલ કર્યો કે, "તમને આ પ્રદેશ ગમે કે તમારો પ્રદેશ ?" મેં કહ્યું કે, "મને તો મારો પ્રદેશ વધારે ગમે." ત્યારે એણે કહ્યું કે, "તેવી જ રીતે ગમે તેવો તોય મને તો મારો જ પ્રદેશ વધારે ગમે." કેટલો સુંદર દલીલયુક્ત એનો જવાબ હતો ! વરસાદ ઓછો થતાં જરા ઉતાવળો ચાલીને ગોપેશ્વર પહોંચી ગયાં.

## ૮. ગોપેશ્વરથી ચમોલી

થતાં તપોભંગ અમર્ષ આવ્યો,
ભ્રૂભંગથી ના મુખ જાય જોયું,
ને ચક્ષુ ત્રીજાથકી ઊંચી ઝાળે,
તત્કાળ અગ્નિ ભભુકી ઊડ્યો ત્યાં.

જે તપોભૂમિથી શંકરે કામદહન કર્યું તે સ્થળ તે આ ગોપેશ્વર. અહીં આવીને ગામના મુખ્ય મંદિરની ઓસરીમાં ઊતર્યાં. વરસાદને લઈને ચટ્ટીઓ, ધર્મશાળાઓ ભરાઈ ગયેલાં, એટલે અમારો ભોમિયો અમને અહીં લઈ આવ્યો. અત્યાર સુધીના પ્રવાસમાં સૌથી નાનામાં નાની જગા અમને આજે મળી. તે પણ જમીન સરસી એટલે ખૂબ ભેજવાળી હતી. નાની જગામાં અમારો સામાન, બિસ્તરા અને અમે નોકરોને બાદ કરતાં ૭ જણાંને સમાવાનું હતું. જેમતેમ કરીને ગોઠવાયાં તો ખરા. નીચે અમારા મીણકાપડ પાથરી દઈને બેઠાં. વરસાદ તો વરસ્યા જ કરે. કંઈ જ સૂઝે નહિ. એમને એમ દાઢીએ હાથ દઈને બેસી રહ્યાં. છેવટે કંઈ ન સૂઝ્યું એટલે જૂનાં જૂનાં ગીતો ખોળીને ગાવા લાગ્યાં. છેવટે વરસાદ રહી ગયો. રાત પડવા આવી હતી. અમે આરતીનાં દર્શને નીકળ્યાં. સાથેસાથે મંદિરનું નિરીક્ષણ પણ કરતાં ગયાં.

હતા. તેમાં એક મારવાડી શેઠ ડોળીમાં બેસીને ગીતાનો પાઠ કરતા અને પૂજાવિધિ, ટીલાટપકાં બધું ડોળીમાં જ પતાવતા જોવામાં આવ્યા. થોડાક કાઠિયાવાડી પટેલો સામેથી આવતા જોયા. પૂછ્યું કે કીયું ગામ ? તો કહે કે "સુંદરિયાણું", એમ લાંબા લહેકાથી જવાબ આપીને પાછા તેઓ આગળ ચાલ્યા. વળી પેલું મહારાષ્ટ્રી કુટુંબ મળ્યું. તેમાંના અર્ધા લોક તુંગનાથ ગયેલા, પણ પેલી સુંદર છોકરી ધીમેધીમે ચાલતી હતી, તેને ખૂબ જ ઉદાસીન જોઈને મેં એનું કારણ પૂછ્યું. એણે જણાવ્યું કે એ લોકો સાથે આવેલા એના માસા જંગલમાં ગૂમ થઈ ગયા હતા, એને શોધવા મોકલેલા માણસો પણ પાછા આવી ગયેલા. એ ખૂબ રડવા લાગી મને પણ ખૂબ અનુકંપા થઈ આવી. એને ખૂબ આશ્વાસન આપ્યું. અહીં કોઈકવાર આવા ગૂમ થઈ જવાના બનાવો બને છે ખરા, પણ લોકો આગળ પાછળ ચાલતા હોઈને એકાદ બે દિવસે પત્તો જરૂર લાગી જાય છે, સિવાય કે ગૂમ થનાર માણસને સન્યાસી થઈ જવાની ઇચ્છા હોય.

જાતજાતના લોકો સાથે જાતજાતના સાધુઓનો પણ ભેટો થતો હતો. ભભૂતી બાવા હતા, કોઈ જટાધારી, તો કોઈ વળી લટકતી દિવેટો જેવા કેશવાળા, અને કોઈ આખે શરીરે ટીલાંટપકાંવાળા પણ હતા આવી રીતે વિવિધ પ્રકારની સાધ્વીઓનાં દર્શનનો પણ લાભ મળતો હતો. પોતાની શિષ્યાઓનાં વૃંદ સાથે ચાલતી કોઈ ખૂબ સૌમ્ય અને પ્રેમાળ રીતે વર્તતી, તો કેટલીક ખૂબ તુમાખીવાળી અને મિજાજી પણ દેખાતી હતી. પોતાની શિષ્યાઓ પાસેથી આખો વખત સેવા કરાવવાનો જ અભરખો કેટલીક સેવતી જણાતી.

કેદારેશ્વરને રસ્તે રુદ્રપ્રયાગ છોડ્યા પછી ઘણા દિવસે આજે પહેલવહેલી બસ જોઈને હૃદયે આનંદ અનુભવ્યો, અને અમે પણ બહારના જગત સાથે કંઈક સંપર્કમાં છીએ એમ લાગ્યું. આ ચમોલી ગામ હતું અમે જતા હતા તે રસ્તો અલકનંદાની બાજુથી આવી

જતો હતો. જ્યારે ચમોલી નદીની જમણી બાજુએ વસેલું હતું. અહીં તારટપાલની સગવડ છે. દૂરથી એનાં બજાર પણ મોટી અને સારી લાગી. અહીંથી બસ પીપલકોટી સુધી જાય છે. ત્યાંથી શ્રી બદરીનાથ જવાનો પગરસ્તો છે. ચમોલીને અમે દૂરથી જ છોડ્યું. એકવાર એવી ઇચ્છા થઈ કે અહીંથી બસમાં જ પીપલકોટી જઈએ તો જલદી પહોંચી જવાશે. પણ કદાચ બસ ન મળે તો ખૂબ થોભવું પડે અને કદાચ રાત પણ રોકાવું પડે, ને નકામો સમય બગડે, એટલે અમે તો અમારે પગરસ્તે જ ચાલવાનું જારી રાખ્યું. અહીં અમને ચમોલીની નજીકમાં આવેલા એક અપૂર્વ શોભા ધરાવતા તળાવ વિષે સાંભળવા મળ્યું.

## ગોહના સરોવર

ચમોલીની પૂર્વમાં આવેલું "ગોહના તાલ (લેઈક)" એક સુંદર અને મનોહર જળાશય છે. આ સરોવરના જન્મનો ઇતિહાસ ઘણો જ રસિક છે. નંદાનાં (નંદાઘુંટી) હિમશૃંગમાંથી નીકળીને બિરહીગંગા નદી ચમોલીથી ૪ માઈલ દૂર છિનકાચટ્ટી પાસે અલકનંદાને મળી જાય છે. ઈ. સ. ૧૮૯૩માં આ નદીમાં એક પહાડ તૂટી પડ્યો અને નદીનું પાણી રૂંધાઈ ગયું. અને એથી નદીની જગ્યાએ એક મોટું લાંબું તળાવ બની ગયું. ત્યાર પછી એક વર્ષ બાદ ઈ. સ. ૧૮૯૪માં આ નવા બનેલા તળાવનો ઉપરનો ભાગ તૂટી ગયો અને તેથી અલકનંદામાં એક મોટું ઘોડાપૂર આવ્યું. આ પૂરનાં પાણી અલકનંદાની ખીણમાં આવેલાં ગામડાં, ખેતરો, અને ઢોરોને તાણી ગયા. ઉપરાંત ચમોલી, નંદપ્રયાગ, કર્ણપ્રયાગ, રુદ્રપ્રયાગ, શ્રીનગર, દેવપ્રયાગ આદિ ગામોની છેવાડાની વસ્તી અને બજારના કેટલાક ભાગને પણ એણે નુકસાન કર્યું. પૂરમાં વહી ગયેલા પાણીમાંથી બચેલું પાણી ત્યાં એકઠું થઈને એક સુંદર તળાવ બની ગયું છે. હવે તો ત્યાં બંધ જેવું બાંધીને વધારાનું પાણી વહી જવાને માટે બરાબર ગોઠવણ

કરવામાં આવેલી છે કે જેથી પહેલાં જેવો ભય ફરી ઉપસ્થિત ન થાય. અહીંના જંગલખાતાએ આ તળાવમાં ટ્રોટ નામની માછલીનાં ઈંડાં ઉછેર્યાં અને અત્યારે તો આખું તળાવ ટ્રોટ માછલીથી ભરચક થઈ ગયું છે.

આ સરોવર નૈનીતાલનાં સરોવરથી બમણું મોટું અને કુમાઉનના પ્રદેશમાં સૌથી મોટામાં મોટું સરોવર છે. તળાવ પાસે ગોહના ગામ છે. આ ગામના નામ પરથી "ગોહના તાલ" નામ પડ્યું છે. ૬,૪૦૦ ફૂટની ઊંચાઈએ આવેલા આ સરોવરની આસપાસ બહુ જ રળિયામણાં દૃશ્યો દેખાય છે. ચારે બાજુ હિમાચ્છાદિત શૃંગો વીંટળાઈ વળ્યાં છે. પાછળ જ દમામદાર ત્રિશૂળ પોતાની અનેરી શોભા સાથે ઊભેલો છે. આ સરોવરમાં બોટની સહેલગાહ કરવાની અને બીજી પણ કેટલીક જળરમતો રમવાની ગોઠવણ છે. અહીં દર વર્ષે ઘણા શોખીન પ્રવાસીઓ અને ખાસ કરીને પરદેશીઓ અને અંગ્રેજો નૌકાવિહાર કરવા આવે છે.

આ તળાવ પર પહોંચવા માટે બે રસ્તાઓ છે. એક ચમોલીથી અલકનંદાને ડાબે કાંઠે વિરહીગંગા સુધી મોટર રસ્તો છે. એટલામાં જ અલકનંદા અને વિરહીનું સંગમસ્થાન પણ છે. ચમોલીથી વિરહી પાર કરવાનો મોટર પૂલ પાંચ માઈલ થાય છે. અહીંથી વિરહીવેલીમાં દાખલ થવાય છે. આ પૂલથી બે માઈલ દૂર "ગાડી" નામે ગામ આવે છે. અને ત્યાંથી છ માઈલ દૂર વિરહી વેલીમાં આવેલું ગોહના તળાવ મળે છે.

બીજો રસ્તો કાઠગોદામથી પણ જાય છે. કાઠગોદામથી ગરૂડ સુધી બસમાં જવાય છે. ત્યાંથી ગ્વાલદમ અને રામણી થઈને ગોહના તાલ પહોંચાય છે. પણ આ રસ્તો જરા લાંબો છે. છતાં વચમાં બહુ જ સુંદર પ્રાકૃતિક દૃશ્યો જોવા મળે છે. અને ત્યાંનાં હવાપાણી પણ સરસ ગણાય છે. આ રસ્તાની શોભા અને પહાડી સૌન્દર્ય હિમાલયમાં

તો શ્રેષ્ઠ ગણાય છે જ. પણ કેટલાક લોકોનાં મતાનુસાર એને દુનિયાભરમાં શ્રેષ્ઠ કહી શકાય. આ રસ્તે વચમાં એક જ ફોરેસ્ટ-ડિપોવન-વિભાગનો બંગલો આવે છે. પણ કેમ્પિંગ ગ્રાઉન્ડ ઠેરઠેર હોવાથી તંબુઓ ઠોકીને રહી શકાય છે. ખાવાપીવાનો અને બીજો જરૂરીયાતનો સામાન સાથે રાખવો જોઈએ. ગરૂડથી ગ્વાલદમ થઈને રામણી ૪૫ માઈલ વચમાં દેવલ, લોહારજંગ, વાન અને કાનોલ આવે છે. રામણીથી ગોહનાતાલ આઠ માઈલ થાય છે. રસ્તો જંગલની એક કેડી ઉપરથી જાય છે. આ આઠ માઈલના જંગલ માટે એમ કહેવાય છે કે તે દુનિયાનાં ખીચોખીચ અને પ્રગાઢ જંગલોમાંનું એક છે.

ચોમેર શોભે હિમશૃંગમાળા,
ત્રિશૂળ રાજે ત્યહીં પાર્શ્વભોમ;
અમૃતમીઠાં જલ ધારનારું,
આ ગોહના કે સ્વપ્નું જ સોનું.

## ૯. ગરુડગંગા

શંભુકેરા તપની જ સાક્ષી
એ છે રૂડી જ્યાં વિરહીજ ગંગા,
ગરુડના જ્યાં તપકેરી સિદ્ધિ
થઈ જ કાંઠે, તે ગરુડ ગંગા;
પ્રદેશ એ ધન્ય, તપ એહ ધન્ય,
ને ધન્ય કાંઠા શુભ એ નદીના.

ચમોલીથી પીપલકોટી સુધી અલકનંદાને એક કાંઠે પગરસ્તો જાય છે અને બીજે કાંઠે મોટર રસ્તો જાય છે. લીલાછમ પહાડ પર આ મોટર રસ્તો જાણે એક સુંદર કંદોરો પહાડને બાંધી દીધો હોય તેવો શોભે છે. સામે રસ્તે અવાર નવાર દેખાતી બસોને બહુ જ રસપૂર્વક નિહાળી. આ રસ્તે થોડીક પંજાબી બહેનો મળી. થોડે થોડે અંતરે નાના નાના બગીચા બનાવેલા નજરે પડયા; જ્યાં કેળ, સંતરાં, મોસંબી, દાડમ, પ્લમ્સ, આલુબુખારા, દરાખ વગેરે ફળો ઉગાડેલાં હતાં. ખાટાં લીંબુનાં ઝાડપર ઢગલાબંધ લીંબુ જોઈને મોંમાં પાણી છૂટતું હતું. ઘણા દિવસથી બટાકા સિવાય બીજી કોઈ શાકભાજી અગર લીંબુ કંઈ પણ દેખવા મળ્યું નહોતું, એટલે આ બધું જોઈને પણ હરખ થવા લાગ્યો. વળી એક બગીચામાં તો

લીલી ડુંગળી લહેરિયાં લેતી હતી. અને એક નાના ક્યારામાં થોડાક આલકુલ પણ હતાં. અમે ત્યાં કામ કરતી બાઈ પાસે આ શાકો વેચાતા લેવા માગણી કરી, તો એણે તો ધસીને ના પાડી અને અમને સમજાવ્યું કે આ શાકભાજી વેચાય નહીં, વેચીએ તો પાપ લાગે. થયું! વગર પૈસે તો આ ગરીબ લોકો પાસેથી લેવાનું મન ન થયું.

રસ્તે ઘંટા વગાડતાં બકરાંઘેટાંનાં ઘણાં ટોળાં મળ્યાં. આ ટોળાંમાંથી નીકળી જવું હોય તો તેમાં પણ જબરી કુનેહની જરૂર હતી. બેત્રણ ફર્લાંગને આવરી લેતાં આ ટોળાંની ચાલ ઘણી ધીમી, એટલે એની પાછળ ધીમેધીમે ચાલવું તો ગમે નહીં. બીજી તરફ ચાલીએ તો આ મજબૂત અને વકરેલાં બકરાંને એક જ ધક્કે આપણે નદીમાં ધબ્બ થઈ જઈએ. ત્યારે માત્ર પર્વત તરફ ખડકોને ઘસાતાં ઘસાતાં થોડુંથોડું આગળ વધવું પડતું. ઘણીવાર તો જીવ પર આવી જઈને બકરાં વચ્ચે જ અમે ઝંપલાવી દેતાં અને બે હાથે તેઓને બાજુ પર ધકેલતાં ધકેલતાં, મોંમાંથી વિચિત્ર અવાજો કાઢતાં કાઢતાં ડચકારતા આગળ વધતાં. આમાં પણ એક જોખમ એ રહેતું કે આ ગંદાં બકરાંઘેટાંનાં નાક લીંટથી ભરપૂર રહેતા, એટલે આવી રીતે વચ્ચેથી ઘસાઈને નીકળતાં એમનાં લીંટ અને મોઢાનાં ફીણનો લેપ આપણાં કપડાં પર જરૂર થાય જ. છતાં એ જોખમ વહોરીને પણ ઘણીવાર અમારે આગળ વધવું પડતું.

આ રસ્તે ખૂબ દાગીના અને રંગબેરંગી વસ્ત્રોથી શોભતી પીઠ પર મોટામોટા કરંડિયા લટકાવેલી ભોટ સ્ત્રીઓ ઘણી મળતી હતી. અહીં પણ પહાડોમાં ચારે તરફ પગથિયા ખેતી (Terraced Fields) દેખાતી હતી. એક પહાડને તો આખો ને આખો કોરી કાઢેલો અને અનાજ વાવી દીધેલું. અહીં મુખ્યત્વે ઘઉંનો જ પાક થાય છે. ડાંગર થાય છે પણ બહુ થોડા પ્રમાણમાં. ઘઉં બહુ ઊંચા-

નથી થતા. ઘઉંના છોડ સાધારણ ઊંચા થાય અને કણસલાં ફૂટવા પર આવે ત્યારે બરફ પડવાની મોસમ શરૂ થઈ જાય છે. આ વાવેલા ઘઉં પર બરફ પડીને એની કુમળી કણસલીઓનું રક્ષણ કરે છે. મોસમ પૂરી થતાં આ બરફ ઓગળવા માંડે છે. એટલે ઘઉંને જોઈતું પાણી મળી રહે છે ને તાજા થઈને ફરી પાંગરવા માંડે છે.

આખે રસ્તે ખેતરમાં ને જંગલમાં કામ કરતી સ્ત્રીઓ જ જોઈ. આ લોકો બહુ જ પ્રેમાળ, સીધાસાદા અને આનંદી હોય છે. તેમની સ્ત્રીઓ બહુ જ મજબૂત અને કામઠી હોય છે. તેઓ લગભગ આખો દિવસ ખેતરમાં કામ કરે છે. અહીંના સામાજિક જીવનની વ્યવસ્થા જ એ પ્રકારની લાગી કે રાતદિવસ ખેતરમાં, જંગલમાં, બધે સ્ત્રીઓ જ કામ કરે. પુરુષો ઘેર બેસીને હુક્કો ગગડાવતા થોડો વખત વળી સ્ત્રીઓને મદદ કરે અને યાત્રાની મોસમ આવતાં મજુરીએ ચાલ્યા જાય. સ્ત્રીઓ સાથે એમનાં નાનાંનાનાં બાળકો પણ કામે લાગતાં હોય છે. નવરાશના વખતમાં તેઓ ઊન કાંતે છે અને તેનું સુંદર ચિતરામણવાળું કાપડ વણે. બે જોડી કપડાંથી વધારેની તેમને જરૂર નથી પડતી. વરસ દિવસે બે જોડી કપડાં, બે ટંક રોટલો અને જો થોડી બચત થાય તો થોડો ચાંદીનો દાગીનો. આટલી ઓછી જરૂરિયાત માટે પણ એ લોકોને બારથી પંદર કલાકનો સતત અને સખત પરિશ્રમ ટાઢ, તાપ, અને વરસતા વરસાદમાં કરવો પડે છે. એ લોકોની ખેતીનાં પગથિયાં વરસાદમાં ધોવાઈ ન જાય તેની તો સતત તકેદારી રાખવી પડે છે, અને કિનારા પર નાના મોટા પથ્થરો ગોઠવીને પગથિયું મજબૂત બનાવતા રહેવું પડે છે.

ચમોલીથી લગભગ ૭ માઈલ દૂર સિયાસૈંણ ગામ આવ્યું. પણ ત્યાં વધારે ન થોભતાં આગળ ચાલ્યા. વચમાં વિરહીગંગા અને અલકનંદાનો સુંદર સંગમ જોયો. અહીં સતીના વિરહથી દુઃખિત થઈને મહાદેવજીએ તપશ્ચર્યા કરેલી અને ત્યારથી આ નદી વિરહી-

ગંગાને નામે ઓળખાય છે. છેવટે બપોરના બાર વાગે પીપલકોટી પહોંચ્યા.

પીપલકોટીમાં એક નાનું પણ સુંદર બજાર છે. અહીં પણ તાર, ટપાલ અને ટેલિફોનની સગવડ છે. અહીંનો સરકારી બંગલો થોડી ઊંચાઈ પર છે. આ ગામનું બજાર તો ચામડાં અને ચમરી ગાયોની પૂંછડીઓથી ભરપૂર લાગ્યું. અહીં દૂધી જોવા મળી. લીલા કાંદા પણ એક દુકાનેથી મળી ગયા. ઉપર ડાકબંગલે પહોંચ્યાં ત્યાં તો બધે સાફસુફી અને રંગરોગાન ચાલતાં હતાં. કારણ કે બે દિવસ પછી ઉત્તર પ્રદેશના ગવર્નર સાહેબ અને અમારા મુનશીકાકાનો એમના રસાલા સાથે ત્યાં મુકામ થવાનો હતો. અમારી પાસે પરમીટ હતી નહિ, છતાં ચાર જ કલાક અમારે રહેવું હતું, એટલે ત્યાં દેખરેખ રાખતા ઑફિસરે અમને સગવડ કરી આપી. ત્યાં નાહી પરવારી જમીને તરત જ લગભગ સાડાચાર વાગે ગરુડગંગા જવા નીકળ્યાં. અહીંથી બદરીનાથ ૩૮ માઈલ થાય છે. આજે સખત પવન ફૂંકાતો હતો અને થોડાથોડા છાંટા પણ પડતા હતા. રસ્તો પ્રમાણમાં ઠીક હતો, એટલે તેજીથી ચાલીને સવા કલાકમાં ચાર માઈલ કાપીને સાંજે ગરુડગંગા પહોંચી ગયાં.

અહીં બાબા કાલીકમલીવાળાની ધર્મશાળાની સુંદર ઓસરીમાં ઊતર્યાં છીએ. નીચે નાનો બગીચો છે. સામે મસ્ત અલકનંદા ચાલી જાય છે. હાથમોં ધોઈ જરા તાજાં થઈને ગરુડમંદિરે દર્શને ગયા. એમ કહેવાય છે કે અહીં ગરુડજીએ ભગવાન વિષ્ણુનું વાહન બનવાની કામનાથી તપ કરેલું. અહીં પાસે જ ગરુડગંગા નામે એક નાનકડી નદી પણ છે. જે થોડે દૂર જઈ અલકનંદાને મળી જાય છે. એક માન્યતા એવી છે કે આ નદીનો પથ્થર જે પોતાની પાસે રાખી મૂકે તેને સર્પ કરડી શકતો નથી. મંદિરમાં શ્યામ પાષાણની શ્રી ગરુડજીની મૂર્તિ વિરાજમાન છે. મંદિર નાનું જ છે. મંદિરની નીચે કુંડ છે.

દર્શન વગેરે કરીને એ કુંડનું પાણી માથે ચડાવીને નાહ્યા જેટલું જ પુણ્ય મેળવ્યાનો સંતોષ મેળવ્યો. એક નાનો પૂલ વટીને સામી બાજુ ગયાં. ત્યાં અમારી ડોળીવાળા અને ખચ્ચરવાળા મજૂરો રોટી પકાવતા હતા. બેત્રણ પાવરધા લોકો રોટી બનાવતા હતા. એકબે જણ ચટણી વાટવામાં ગૂંથાયા હતા. કોઈ આસપાસની જગા સાફ કરીને બેસવા યોગ્ય બનાવતા હતા. એ લોકોને શ્રી ગરુડજીને ધરવા માટે પાંચશેર પેંડા અપાવ્યા. અને પ્રસાદ લઈને પાછા ધર્મશાળામાં આવ્યાં. જમવાને જરા વાર હતી, એટલે લાંબી ઓસરીને બીજે છેડે એક ઝરૂખા જેવું હતું, ત્યાં બેસીને ડાયરી લખવા માંડી. એટલામાં વીસેક ગુજરાતી વિદ્યાર્થીઓનું એક મોટું ઝુંડ ત્યાં આવી લાગ્યું. એ બધાનો સમાસ થવો તો આ ઓસરીમાં શક્ય નહોતો એટલે એમને માટે બીજી જગા બતાવી. અને થોડીવાર વાતો કરી, તો માલૂમ પડ્યું કે મુંબઈના એક પરાની કોલેજના એ વિદ્યાર્થીઓ છે, અને તેઓ બદરીનાથ, કેદારનાથ, ગંગોત્રી અને જમનોત્રીની યાત્રાએ નીકળ્યા છે. એ લોકોના ઉત્સાહનો પાર નહોતો, એક પણ મજૂર, ખચ્ચર, ડોળી કે નોકર લીધા વગર સ્વાશ્રયથી જ આખી યાત્રા કરવા તેઓ ધારતા હતા. દરેકને ખભે મોટામોટા થેલાઓ અને પાણીનાં સાધનો લટકતાં હતાં. વળી વધારે મજબૂત લોકોએ તો એ સામાન ઉપરાંત બબ્બે જણા વચ્ચે એક મોટી મજબૂત ડાંગમાં વાસણો અને ખાવાની ઝોળીઓ લટકાવીને ખભે ઊંચકેલી. એ લોકોએ અમને સમજાવ્યું કે અત્યારે પીપલકોટીથી અહીં આવતાં અમને લગભગ એક કલાક લાગ્યો. એટલે જો એક કલાકમાં ચાર માઈલ તો પાંચ કલાકના વીસ માઈલની મજલ એ લોકો એક દિવસમાં ખુશીથી કરી શકે. અને એ જ રીતે એક મહિના જેટલા સમયમાં તેઓ બદરીકેદાર, ગંગોત્રી અને જમનોત્રી એમ ચારે ધામની યાત્રા કરીને મુંબઈ પાછા ફરી શકશે. એ લોકોની આવી સીધી અને બિન-અનુભવી ગણતરીથી અમને મનમાં તો ઘણું હસવું આવ્યું, પણ

અમારે એમનો ઉત્સાહભંગ નહોતો કરવો એટલે ધીમેથી એમને સમજાવ્યું કે આ ચાર માઈલ જે તમે આવ્યાં તેવો જ સહેલો રસ્તો બધે જ નહીં મળે. કપરા ઉતારચઢાવમાં ચાલવાની ગતિ ઘણી ધીમી પડે છે. અને કોઈક વાર તો કલાકનો એક માઈલ પણ ચાલવું મુશ્કેલ બની જાય છે. અને જો તમારે ચારે ધામની યાત્રા સારી રીતે પૂરી કરવી હોય તો બધાં વચ્ચે બેત્રણ ખચ્ચર ભાડે લઈ લેવા જોઈએ, અને વધારાનો ભારે સામાન પોતે ન ઊંચકતાં બેત્રણ બોજી મજૂરો કરી લેવા જોઈએ. એ લોકોએ અમારી વાત સાંભળી પણ બહુ ગળે ઊતરી હોય તેમ લાગ્યું નહિ. તેઓએ અમારી સામેની બીજી એક ધર્મશાળાની ઓસરીમાં પડાવ નાખ્યો.

સાંજના ભોજનથી પરવારીને બધાં સાથે પ્રાર્થના કરવા બેઠાં. પ્રાર્થના બાદ જૂનાં જૂનાં ગ્રામગીતોને યાદ કરીને ખૂબ રમઝટ બોલાવી. અમારી ઓસરીમાં પડતી એક ઓરડીમાં ઉત્તર પ્રદેશની થોડી ખેડૂત બહેનો ઊતરેલી, તેમને પણ ગાવાનું શૂર ચઢ્યું એટલે એ લોકોએ પણ ભજનો, લોકગીતો વગેરેની સારી ધૂમ બોલાવી દીધી.

અમારા ડોળીવાળામાંથી બેત્રણ જણાને સખત તાવ આવેલો. અને એકનો અંગૂઠો પાકી ગયો હતો. આ લોકોને આપણી દવામાં અજબ શ્રદ્ધા હોય છે. આપણે જે આપીએ તે શ્રદ્ધાપૂર્વક લઈ લે, અને બીજે દિવસે સાજાતાજા બનીને પાછા ડોળી ઉપાડવા તૈયાર જ હોય. જે દિવસે વરસાદમાં ચાલ્યા હોય તે રાત્રે શરદી, ખાંસી અને માથાના દુખાવાની દવા એ લોકો અમારી પાસેથી લઈ જાય અને અમારા આશ્ચર્ય વચ્ચે બીજે દિવસે તદ્દન નરવા બનીને ડોળીનો બોજ વહેવા તૈયાર જ હોય. એ લોકો અમને અવારનવાર એમ કહેતા કે "માજી, હમ તો આપકે ઘોડે હૈં. પેટભર ખાના, થોડી દવા, ઔર થોડા આરામ મિલ જાયગા, કિ હમ હમેશ આપકી ખિદમતમેં તૈયાર રહેંગે!" આ લોકો ખૂબ જ ભોળા અને પ્રમાણિક હોય

છે. આપણો થોડોઘણો સામાન, પૈસાનું પાકીટ, કેમેરા, શાલ, ગરમ કપડાં વગેરે ગમે તેવો કિંમતી સામાન ડોળીમાં મૂકીને આપણે ચાલતા હોઈએ, આગળ પાછળ હોઈએ તો પણ આપણી એક ચીજ પણ આઘીપાછી નહીં થવાની. વળી ખચ્ચરવાળાઓ તો આપણાથી ઘણે આઘે હોય છે. નિયત સ્થળે પહોંચ્યા પછી ઘણીવાર બેત્રણ કલાકે એ લોકો આવે. બોજી મજૂરો તો વળી એથી પણ મોડા પહોંચે, પણ આપણો સામાન તદ્દન સલામત સમજવો. વળી આ લોકોના મોંઢામાંથી કોઈ દિવસ કઠોર શબ્દ નહોતો સાંભળ્યો. ઝડપથી ડોળીઓ જતી હોય ત્યારે રસ્તે જતા અને સામેથી આવતા લોકોને આઘા ખસી જવાનું કહેવું હોય તો "હટો," "ચલો" વગેરે શબ્દો નહીં વાપરતાં હંમેશ "બચો માઈ, બચો મૈયા, બચો બચો માતાજી." એવા નમ્ર અને વિવેકી શબ્દોથી સાવધાન કરે.

રાત્રે સૂતા જરા મોડું થયું, પણ આદતને લઈને વહેલાં ઊઠી તૈયાર થયાં. આજે ગરુડગંગાથી જ્યોતિર્મઠ અથવા જોશીમઠ જવા નીકળવાનું હતું. તૈયાર થઈને શ્રી ગરુડજીનાં દર્શન કરીને રસ્તે પડ્યાં.

## ૧૦. યાત્રામાર્ગના વણઝારા

> ધન્ય યહાઁકે સુજન, ધન્ય નાગરી મૃગલોચની
> ધનિ પદ્મિની વિધુવદની મદમસદિમનિ મદમોચની ।।
>
> —શ્રીધર પાઠકજી

તા. ૧૩મી પ્રભાતમાં ગરુડગંગા છોડ્યું.

વચ્ચે આવતી એક ધર્મશાળામાં પેલા ગુજરાતી વિદ્યાર્થીઓને પણ તૈયાર થઈને નીકળતા જોયા.

ગરુડગંગાથી પાતાળગંગા ચટ્ટી સુધીનો સાડાત્રણ માઈલનો રસ્તો સારો હતો. અહીં પાતાળગંગા નામની નદી અલકનંદાને મળે છે. આ નદી વટાવવા એક નાનો ૫૦ ફૂટ લાંબો પૂલ છે. પૂલ પરથી પાતાળગંગા ઘણી જ સુંદર દેખાય છે. આ નદીનું પાણી ચોડી સાંકડી જગામાં વાળીને એના જોશથી પાંચછ જળચક્કીઓ ચાલતી જોઈ. નદીના પથરાળ પટમાં તિબ્બતી લોકો પડાવ નાખીને પડેલા. એમની સ્ત્રીઓ નદીમાં સ્નાન કરતી અને કપડાં ધોતી હતી. રસ્તે નીચેની ખીણમાં ઘણાં નાનાંનાનાં ગામડાં દેખાતાં હતાં. અહીં અલકનંદા પણ પહાડોને કોરીને ઘણી જ સાંકરી જગ્યામાંથી વહે છે. ઘણી જગ્યાએ તો નીચે વળીને જોવા છતાં એનાં દર્શન

નથી થતાં, માત્ર એનો ઘુઘવાટ જ સંભળાય છે. તમાકુની ખેતી સારા પ્રમાણમાં જોવામાં આવી. લોકોનાં ઝૂંપડાંનાં અને ચટ્ટીઓનાં છાપરાં ઉપરનાં નળિયાં વિચિત્ર હતાં. ત્યાં નળિયાં જેવું જ કંઈ નહોતું, પણ પોચા પહાડોમાંથી આખા ને આખા ચોસલાં કાપીને છાપરા ઉપર ચડાઊતરીએ ગોઠવી દીધેલાં. અહીં પાતાળગંગા પાસે જ એક પહાડ તૂટી રહ્યો છે. આ પહાડનો રસ્તો ઘણો જ ભયજનક ગણાય છે. આ પહાડ રાખોડી રંગના તદ્દન પોચા પથ્થરનો બનેલો છે. અને દર વરસે ખાસ કરીને વરસાદમાં એનો થોડોથોડો ભાગ તૂટ્યા કરે છે. એટલે વરસાદની મોસમ દરમિયાન આ રસ્તો બંધ જ રહે છે. વરસાદ પૂરો થતાં, પાછી દુરસ્તી થાય ત્યારે જ રસ્તો યાત્રીઓ માટે ખૂલે છે. ત્રણચાર વરસ પહેલાં વરસાદમાં આ પહાડનો એક મોટો ટૂકડો કડાકા સાથે તૂટી પડ્યો અને ગબડતો ગબડતો અલકનંદાના પ્રવાહ વચ્ચે જઈ પડ્યો. અહીં અલકનંદાનો પટ સાંકડો હોઈને એ પહાડના ટૂકડાએ એના વેગવંતા પ્રવાહને પણ અટકાવી દીધો. થોડા જ કલાકમાં પાણીની સપાટી ઉપર ચઢવા લાગી અને ઉપરવાસના પહાડના ઢોળાવમાં વસેલાં ગામડાં ભયમાં આવી પડ્યાં. પ્રવાહની ગતિને અવરોધતા પહાડના ટૂકડાને ત્યાંથી ખસેડવાનાં અદ્યતન સાધનો તો એ ખીણ સુધી પહોંચાડવાં અશક્ય જ હતાં. સરકારી અધિકારીઓ, કાર્યકર્તાઓ અને ગ્રામલોકો મૂંગે મોઢે પ્રકૃતિનું આ તાંડવ જોઈ રહ્યા હતા. કોઈને કંઈ સૂઝતું નહોતું. છેવટે ભયમાં આવેલાં બધાં ગામડાં ખાલી કરાવવાનું ઠર્યું. બિચારા એ ગામલોકોને પોતાની ખેતી અને ઝૂંપડા ત્યજીને ચાલી નીકળવાનું હતું. એ લોકોએ નદીમાતાને ખૂબ પ્રાર્થના કરી. જાણે એ પ્રાર્થના સાંભળી હોય તેમ તે જ રાત્રે અલકનંદા પોતાના જબરદસ્ત વેગવંત પ્રવાહમાં પેલા પર્વતના ટૂકડાને તાણી ગઈ, અને રસ્તો ખુલ્લો થયો. મોટા અવાજ સાથે ભેગું થયેલું પાણી મોકળાશ મળતાં વહેવા લાગ્યું. પ્રભાત થતાં તો ખૂબ લોકો એકઠા થઈ ગયા. બધાંએ પરમેશ્વરનો

આભાર માન્યો, અને આમ આ પ્રદેશ પર આવી પડેલી એક મોટી આફત દૂર થઈ.

આ રસ્તે ડોળીઓ નથી ચાલતી. રસ્તો પણ ખૂબ સાંકડો છે. એટલે ખૂબ સાવધાનીપૂર્વક ચાલીને એ ત્રણેક ફર્લોંગનો રસ્તો ઓળંગી ગયાં. અહીં અલકનંદા સિવાય બીજી પણ નાનીનાની નદીઓ મળ્યા કરતી હતી. અમે ડોળીવાળાને એ નદીઓનાં નામ પૂછીએ તો એક જ જવાબ મળે, કે "માજી યે તો ગંગાજી હૈ." અહીંની બધી જ નદીઓ ગંગામાં મળતી હોઈને એ બધી ગંગા-સ્વરૂપ જ છે એમ મનાય છે. અમારા બદરીનાથના પંડાજી એક શ્લોક અવારનવાર બોલતા, તેનો એવો અર્થ થતો હતો કે બદરી અને કેદાર આ બે તીર્થધામોની યાત્રા કરતાં કરતાં સવાલાખ પર્વતની પરિક્રમાનું પુણ્ય મળે છે, ક્રોડ (એક કરોડ) ગંગાજીનાં દર્શનનું પુણ્ય પ્રાપ્ત થાય છે, અને રસ્તે આવતાં ચોર્યાસી લક્ષ તીર્થધામોની યાત્રાનું પણ પુણ્ય મળે છે. એટલે આ રસ્તે આવતા એકએક પર્વત, એક–એક નદી, એકેએક પથ્થર એકેએક ગામ પવિત્ર છે, અને એનાં દર્શન માત્રથી ભવોભવનાં પાપોનો નાશ થાય છે.

પાતાળગંગાથી આગળ એક માઈલ દૂર એક સ્કૂલના આંગણામાં પહાડી બાળકોને કતારબંધ ઊભા રહીને પ્રાર્થના કરતા જોયા. કેદારનાથના રસ્તા કરતાં બદરીનાથનો રસ્તો અને રસ્તે વસતા લોકોનો પ્રમાણમાં વધારે વિકાસ થયેલો લાગ્યો. ઠેરઠેર નાનીમોટી સ્કૂલો અને સુંદર શુદ્ધ હિંદી બોલતા બાળકો મળતા હતા. યાત્રીઓ તો સતત મળતા હતા. કેટલાક યાત્રીઓ વળી કૅમેરાથી સજ્જ થયેલા જોવામાં આવતા. તેઓ સુંદર દૃશ્યોને કૅમેરામાં ઉતારી લેતા હતા. સામે મળતા યાત્રીઓના દરેકના હાથમાં એક અથવા વધારે લીલીછમ કાંટાકાંટાવાળી લાકડીઓ જોવામાં આવી. પૂછતાં માલૂમ પડ્યું કે બદરીનાથ પાસેથી અમુક ઝાડની આ ડાળીઓ એક ખાસ વિશેષ

ઔષધીય ગુણ ધરાવે છે. એ ઘસીને લગાડવાથી સર્પદંશ, અને વીંછીના ડંખનું ઝેર ઊતરી જાય છે. છેવટે પાતાળ ગંગાથી બે અઢી માઈલ દૂર ગુલાબકોટી આવી પહોંચ્યાં. અહીં સરકારી બંગલો સરસ છે. અહીં વધારે રોકાયા વગર ચા વગેરે લઈને પાછા ચાલી નીકળ્યાં.

તોફાની મસ્ત અલકનંદા આખે રસ્તે ઘુઘવાટ કરતી જાય છે. રસ્તે તિબ્બતી લોકોની વણઝારો ખૂબ મળે જાય છે. આખી ઘરવખરી અને વેપારનો સામાન ઘોડા પર લાદેલો, ઉપર એકાદ બે બાળકને પણ બેસાડી દીધેલાં હોય. આ તિબ્બતી સ્ત્રીઓ અને બાળકોના પોશાકો ખૂબ વિચિત્ર રંગબેરંગી હતા. આ લોકો ભોટ પ્રદેશ તરફ જતાં હતાં. વચ્ચે વચ્ચે કેટલીક વણઝારો તંબુઓ તાણીને પડાવ નાખેલી દેખાતી. અને ત્યાં આગળ ગુલાબી મોંવાળી તંદુરસ્ત ભોટ સ્ત્રીઓ આઝાદીથી હરતી ફરતી જોવામાં આવતી. કોઈ કોઈ તો વળી ખુલ્લામાં કુણા કુણા સૂર્યકિરણો તળે બાળકોને ધવરાવતી પણ જોવામાં આવતી. લાદેલા સામાનના ઘોડાઓની કોટે ઘુઘરમાળ અને મોટા મોટા ટોકરાઓ હતા. અને રંગબેરંગી મોટાં મોટાં ફૂમતા પણ કાને, કોટે અને પૂંછડે બાંધેલાં હતાં આ ઘોડાઓ સાથેના ભોટ પુરુષો ઘણા ઝડપથી ચાલનારા હોય છે. એ આખે રસ્તે એકધારો ઘુઘરાટોકરાઓનો અવાજ આવ્યા જ કરે છે.

પાંચેક દિવસ પછી પાછા આજે બરફના પહાડો દેખાયા. કેદારજીને રસ્તે બરફના પહાડોની ટોચો ઉપરથી લગભગ બુઠ્ઠી રહેતી હતી, જ્યારે અહીં બદરીને રસ્તે પહાડોની ટોચો સુંદર અણીદાર હતી. થોડીવારમાં એક પ્રચંડ વાદળું ધસી આવ્યું. અને અમારી સામે ચમકતાં રૂપેરી શિખરો અદૃશ્ય થયાં. પણ થોડીવારમાં વાદળું ખસી ગયું.

ગુલાબકોટીથી થોડે જ દૂર ખીણની ધારે બેઠેલો એક ઠૂંઠો બુઢ્ઢો સાધુ તમ્મર આવતા નીચે પડી ગયો. અમારામાંનાં એક બહેને

એને પડતાં જોયો. બૂમાબૂમ થઈ ગઈ. સદ્દભાગ્યે એ ચાલીસ ફૂટ જેટલે નીચે પડીને અટકી ગયેલો. અમારા ડોળીવાળાએ મુશ્કેલીથી નીચે ઊતર્યા અને એને ઉપાડી લાવ્યા. હાથે ઠૂંઠો હોવાથી હાથ ભાંગવાપણું તો હતું જ નહીં. માત્ર અણધાર્યા આઘાતથી બેભાન બનેલો. એને લાવીને ચટ્ટીમાં સુવાડ્યો. થોડું થોડું દૂધ ગળે ઉતાર્યું. અને દવા આપીને ચાલતાં થયાં. વળતા ત્યાં ખબર કાઢેલી તો માલૂમ પડ્યું કે એ તો બીજા ત્રણ કલાકમાં સારો થઈને ચાલતો થઈ ગયેલો.

આજનો રસ્તો થોડા ચઢાણ ઉતરાણવાળો પણ ચાલવાની મઝા પડે તેવો છે. અલકનંદા બાજુમાં રમતીકૂદતી ચાલી જાય છે. યાત્રીઓ ખૂબ મળતા હતા. નાકમાં મોટીમોટી વાળીઓ પહેરેલી, ઘેરદાર ચણિયાવાળી અને વજનદાર દાગીનાઓથી લદાયેલી જુવાન સ્ત્રીઓનું એક મોટું ઝૂંડ વચમાં મળ્યું. એક ઝાડ નીચે બેસીને તેઓ એક-બીજાઓ સાથે હાસ્યવિનોદ કરી રહી હતી. અમને જોઈને તેઓએ સ્વાગત સ્મિત કર્યું. અમે પણ ઊભાં રહીને એ લોકો સાથે વાતો કરવા માંડી. તેમાંની એક તો અત્યંત ચતુર લાગી. તેઓ બધી જ બહુ સુંદર હતી, અને સરસ હિંદી બોલી જાણતી હતી.

છેવટે આજના અમારા બપોરનાં વિશ્રામસ્થાન કુમારચટ્ટીમાં આવી પહોંચ્યાં. આ ચટ્ટીનું બીજું નામ હેલંગચટ્ટી પણ છે. થોડો આરામ અને ભોજન લીધા બાદ બપોરના બે વાગે અમે તૈયાર થઈ ગયાં. હજુ પેલા ગુજરાતી વિદ્યાર્થીઓ આવ્યા નહોતા એટલે મનમાં જરા ચિંતા થતી હતી. તેવામાં જ એમાંના બેત્રણ જણા આવતા દેખાયા. એ લોકોમાંથી ચારપાંચ જણા રસ્તામાં જ બિમાર થઈ ગયેલા, એટલે રસ્તે આવતી એક ચટ્ટીમાંથી મજૂરો અને ખચ્ચરો ભાડે લઈ લીધેલા. ધીમે ધીમે બધું જ સરઘસ આવી પહોંચ્યું. તેમાં સૌથી છેલ્લે એ ટોળીના લીડર જેવા જણાતા એક અત્યંત સ્થૂળકાય ભાઈ એમના પોતાના કદના પ્રમાણમાં તદ્દન નાના દેખાતા ખચ્ચર

ઉપર સવાર થઈને હાંફતાહાંફતા આવતા હતા. ખચ્ચર ઉપર બેઠા-બેઠા પણ તેઓ અત્યંત થાકી ગયા હતા. ગરમી લાગવાથી ગરમ કપડાં તો ઉતારી જ નાખેલાં. પણ ખમીસ, બંડી પણ ઉંચે કાઢીને પસીને રેબઝેબ તેઓ આવી પહોંચ્યા. અમારી ચટ્ટી પાસે જ એક નાનું દવાખાનું હતું. ત્યાંથી આ બિમાર વિદ્યાર્થીઓએ દવા લીધી. અને મોડી સાંજે તેઓ જ્યોતિર્મઠ આવી પહોંચશે એમ અમને જણાવ્યું.

સામેના એક ઘરમાંથી એક યુવાન કન્યા વારંવાર ડોકિયાં કરતી હતી. તેને બહાર બોલાવી, તો એક સ્વચ્છ, સુઘડ અને શહેરી ઢબે કપડાં, સાડી, બ્લાઉઝ વગેરે પહેરેલી અત્યંત સૌન્દર્યવતી સોળસત્તર વર્ષની છોકરી બહાર આવી. એની આંગળીએ ત્રણચાર વર્ષની એક બાલિકા, એની નાની બહેન હતી. તે પણ સરસ ફ્રોકમાં સજ્જ હતી. એ લોકોની પાછળ જ એની મા પણ આવી. પણ મા તદ્દન ગામડી, ત્યાંની બીજી સ્ત્રીઓ જેવી જ હતી અમને આ તફાવત ન સમજાયો. એ છોકરીને પૂછતાં માલુમ પડ્યું કે એનાં લગ્ન આ ગામના જ એક છોકરા જોડે થયેલાં છે. પણ એણે ઉચ્ચ કેળવણી લીધેલી હોઈને દિલ્હીમાં સરકારી નોકરી મળી ગઈ છે. અને આ છોકરી પણ દિલ્હી એક વર્ષ જઈ આવેલી. ત્યાં થોડુંક ભણી પણ ખરી. અહીં પિયેર આવીને પોતાનાં નાનાંનાનાં ભાઈબહેનોને થોડી સ્વચ્છતાની વાતો શીખવે છે, થોડી સારી રહેણીકરણી પણ શીખવે છે. અલબત્ત એની માએ તો ચોખ્ખું જ કહી દીધેલું કે, "અમે જેવાં છીએ તેવાં જ સારાં છીએ." થોડાક સંસ્કારો, થોડીક સ્વચ્છતા, થોડું શિક્ષણ અને સુઘડ પોશાક અપનાવવાથી એ લોકોમાં કેટલોક આસમાન જમીનનો તફાવત પડી જાય છે! આમેય આ પહાડી પ્રજા સુંદર તો હોય જ છે. અને એ લોકોનાં પોતાનાં જાડાં મોટા અને થોડાં અસ્વચ્છ કપડાંમાં પણ એમનું સૌન્દર્ય ઢાંક્યું નથી રહેતું. તો જરા સારાં કપડાંમાં તેઓ અનેકગણાં સુંદર અને સંસ્કારી દેખાઈ શકે છે. એનું ઉદાહરણ આ છોકરીએ પૂરું પડ્યું. પેલી નાની ખીલતા ગુલાબના ફૂલ જેવા

## ૧૧. જ્યોતિર્મઠનો અવધૂત

मार्गे मार्गे जायते साधुसंगः

× × ×

क्षणमपि सज्जन संगतिरेका
भवति भवार्णवतरणे नौका ॥

સાંજના પાંચ વાગતાં જોશીમઠ આવી પહોંચ્યાં. અહીં ગુલાબનાં મોટામોટા બગીચાઓમાં અત્યંત મોટા કદનાં અને નયનમનોહર રંગવાળાં ગુલાબોએ મનને પ્રસન્નતાથી ભરી દીધું. સંતરા જેવી ખટાશવાળાં અને મુસંબી જેવા દેખાવવાળાં ફળો પણ સારા પ્રમાણમાં ડાળીઓ પર ઝૂલતાં હતાં.

જોશીમઠ ૬૧૫૦ ફૂટ ઊંચાઈ પર છે. ગામ પ્રમાણમાં મોટું લાગ્યું. અહીં ડાક બંગલો, બદરીમંદિર કમિટીનો એક બંગલો, પોસ્ટઑફિસ, દવાખાનું, પોલિસચોકી, હાઈસ્કૂલ, અને અનેક ધર્મશાળાઓ છે. અહીંના પ્રસિદ્ધ મંદિરોમાં શ્રી નરસિંહજી, ભગવતી નવદુર્ગા, અને વાસુદેવજી બિરાજે છે. શ્રી નૃસિંહજીની મૂર્તિનો એક હાથ તદ્દન કૃશ છે. આ વિષે પ્રાચીન ગાથામાં એમ લખેલું છે, કે જ્યારે શ્રી નૃસિંહજીનો હાથ તૂટીને નીચે પડી જશે ત્યારે શ્રી બદરી

ધામ પાસેના બે પહાડો નર અને નારાયણ દોડીને ભેગા મળી જશે અને આ રીતે બદરીધામ જવાનો રસ્તો બંધ થશે. તે વખતે ધર્મપ્રાણ હિંદુ લોકોને ભવિષ્ય બદરીના સ્થાન પર જઈને પૂજાઅર્ચન કરીને સંતોષ માનવો પડશે.

જોશીમઠ નામની પાછળ પણ અનેક કિંવદંતીઓ પ્રચલિત છે. કહેવાય છે કે બીજી શતાબ્દિમાં ગઢવાલ અને શ્રી બદરીકાશ્રમમાં જ્યોતિષશાસ્ત્રનો બહુ પ્રભાવ હતો. આપણા પ્રસિદ્ધ જ્યોતિષીઓ પરાશર અને ગર્ગાચાર્ય અહીં ગઢવાલમાં જ રહેતા હતા. તેમાંથી ગર્ગાચાર્યજીએ બદરીનાથ પાસે આવેલી સરસ્વતી નદીના તટ પર આ દેવવિદ્યા પ્રાપ્ત કરવા માટે તપ કર્યું હતું. સ્કંદપુરાણમાં એક એવી વાત આપી છે કે અહીં નજદીકમાં આવેલું 'બાડાહાટ" જ અસલનું પ્રાચીન કાળનું "વર્ણાવત" હતું, જ્યાં આગળ દુર્યોધને લાક્ષાગૃહ બનાવીને પાંડવોને બાળી નાખવાનું કાવતરું કરેલું.

અહીંથી અર્ધો માઈલ દૂર એક રળિયામણી ટેકરી પર જ્યોતેશ્વર યા સિદ્ધસ્થાન જ્યોતિષ્પીઠ છે. જગદ્ગુરુ શંકરાચાર્યે ભારતવર્ષની ધાર્મિક, સાંસ્કૃતિક, અને ભૌતિક એકતા ટકાવી રાખવા ચારે દિશામાં ચાર મઠોની સ્થાપના કરી, જેને લઈને સંસ્કૃતિની એકતા આજ-સુધી જળવાઈ રહી છે. ચારેધામ, શ્રી દ્વારકાપુરી, શ્રી રામેશ્વર, શ્રી જગન્નાથપુરી અને શ્રી બદરીકેદારની યાત્રા પૂરી થાય તો જ જીવનનું સાર્થક્ય લાગે તે ઉદાત્ત ભાવના એમણે આપી. આજે પણ એ ભાવનાથી પ્રેરાઈને ચારે દિશામાંથી એકસરખો, એકધારો માનવપ્રવાહ આ યાત્રાધામો પ્રતિ આકર્ષાઈને દર વર્ષે આવે છે. ઉત્તર, દક્ષિણ, પૂર્વ, પશ્ચિમમાં એમણે સ્થાપેલા મઠોની પાછળ ભવ્ય દીર્ઘ દ્રષ્ટિ રહેલી છે. આજના કલહ અને વિખવાદના જમાનામાં આવી શુદ્ધ અને ધાર્મિક ભાવનાઓ જ માત્ર તરણોપાય છે.

તેમણે સ્થાપેલા મઠોમાંના ઉત્તર ભારતના મઠની સ્થાપના અહીં

કરી હતી. એમણે પોતાના અલ્પ આયુષ્યમાં કેટકેટલાંક કાર્યો પાર પાડ્યાં ! અનેક કઠિનાઈઓને સામનો કરીને વિકટ રસ્તાઓ વીંધીને તેઓ આ જગ્યાએ આવી પહોંચ્યા હશે. મંદિર બાંધ્યું, મઠસ્થાપના કરી, એક મોટા વૃક્ષ તળે તપશ્ચર્યા કરી અને જગતને મહાન સંદેશ સંભળાવ્યો. અહીં ટેકરી પર પુણ્યગીરિદેવી અને જ્યોતેશ્વરનાં મંદિરો તથા જદ્ગુરુ શ્રી શંકરાચાર્યનું નિવાસભવન પણ વિદ્યમાન છે.

જોશીમઠથી યાત્રામાર્ગ છોડીને એક રસ્તો ઈશાન ખૂણા તરફ ધૌલી નદીની ઘાટી પર જાય છે. તે રસ્તે જતાં સાત માઈલ ઉપર તપોવન આવે છે. ત્યાં ઉષ્ણ જલનો કુંડ છે. અને અહીંથી દોઢ માઈલ દૂર ભવિષ્ય બદરીનું મંદિર છે. આજ રસ્તે ધૌલી નદીને કિનારે કિનારે એક નાનો રસ્તો માનસરોવર અને કૈલાસ તરફ જાય છે. અને જોશીમઠથી લગભગ ૪૩ માઈલ દૂર આજ રસ્તે આ ઘાટીનું સૌથી અંતિમ ગામ નીતિગામ છે. નીતિથી આગળ બીજું કોઈ ગામ નથી. અહીંથી આગળ તિબેટ પ્રદેશની સીમાનો પ્રારંભ થાય છે. આ જ ગામ હિંદ અને તિબેટની સીમા ગણાય છે. અહીંથી દર વરસે વેપારીઓ પોતાનો માલ ખચ્ચરો પર લાદીને તિબેટ વેપાર કરવા જાય છે, અને બદલામાં ઊન, ચામડાં વગેરે લઈ આવે છે.

જોશીમઠમાં ધર્મશાળામાં આવીને પરવારીને મંદિરોમાં દર્શને ઊપડ્યાં. શ્રી નૃસિંહની પ્રસિદ્ધ મૂર્તિનાં દર્શન કર્યાં. ભીડ સારી જેવી હતી, અને દર્શનાર્થીઓને ઊભા રહેવાની જગ્યા તદ્દન નાની હતી, એટલે અંદર ઝીણવટથી જોવાયું નહીં, પરંતુ શ્રી નૃસિંહજીની મૂર્તિ પાસે મોટાંમોટાં સફેદ સહેજ પીળાશ પડતાં કમળો જોઈને અત્યંત આશ્ચર્ય થયું. બહાર આવીને તપાસ કરતાં માલુમ પડ્યું કે અહીંથી થોડે દૂર એક મોટું વૃક્ષ છે અને તેના પર આ કમળો ખીલે છે. આ વૃક્ષો તિબેટમાં ખૂબ થાય છે. ત્યાંથી જ વર્ષો પહેલાં કોઈ યાત્રાળુએ બીજ લાવીને અહીં વાવેલું, અને તેમાંથી આજે આ મોટું વૃક્ષ

બનીને રોજેરોજ વિપુલ પ્રમાણમાં ફૂલો આપે છે. રોજ એટલાં બધાં ફૂલો ઊતરે છે કે અહીંનાં મંદિરો ઉપરાંત શ્રી બદરીનાથ મંદિરમાં ચઢાવવા માટે પણ રોજ અહીંથી જ ફૂલો જાય છે. આ મંદિરના વિશાળ પ્રાંગણને એક ખૂણે પાળ પર ચઢીને ત્યાંના રખેવાળે અમને એ વૃક્ષ બતાવ્યું. થોડા નીચાણમાં ઊગેલા એ વૃક્ષને ફણસનાં પાંદડાં જેવાં પાંદડાં હતાં, અને સવારમાં ફૂલો ઉતારી લીધા હોવા છતાં પણ બીજાં ઘણાં ફૂલો હજુ ડાળીએ ડાળીએ શોભી રહ્યાં હતાં.

શ્રી. નૃસિંહજીના મંદિરમાંથી થોડાં પગથિયાં ઊતરીને નવદુર્ગાના મંદિરમાં આવ્યાં. અહીં નવદુર્ગાની મૂર્તિ પાસે અખંડ જ્યોત સેંકડો વર્ષો થયાં જલે છે એમ પૂજારીએ જણાવ્યું. અને આ જ્યોતને જલતી રાખવા માટે અહીં ઘી અથવા તો ઘી ખરીદવા પૈસા ધરાવવાનું મોટું માહાત્મ્ય મનાય છે એમ એણે જણાવ્યું. અખંડ જ્યોતને લઈને અથવા તો બીજી કોઈ રૂઢિગત માન્યતાને લઈને ત્યાં કોઈ જાતની સફાઈ જ નહોતી રાખવામાં આવી. ચારે બાજુ ઘી અને કચરો મળીને ચીકણા કાદવના થર અને કેટલીક જગાએ ઢગલા જામ્યા હતા. દીવાની નીચે તો બહુ જ મોટો (તેલ કચરાનો કાદવ) મળીનો ટેકરો હતો. આમાં તો પૂજારી જ આદતને કારણે ચાલી શકે. ભગવતી દુર્ગાની મૂર્તિ પર થોડાં આભૂષણો અને મલિન વસ્ત્રો હતાં. સહસા એક સવાલ પૂજારીને પૂછાઈ ગયો કે માતાજીને આવી ગંદકીમાં કેમ રાખ્યાં છે? એણે જણાવ્યું કે આ તો વર્ષોથી ચાલતી આવેલી પરંપરા છે, કે અહીંની પવિત્ર રજને બહાર ન ફેંકી દેવાય. થોડી ચર્ચાને અંતે પૂજારી બાબાને સમજાવી શકાયા કે માતાજીની આસપાસ સ્વચ્છતાનું વાતાવરણ જોઈએ. અને એનું પરિણામ પણ બીજે દિવસે જોશીમઠ છોડતાં પહેલાં દર્શન કરવા આવેલાં ત્યારે નજરો-નજર જોયું, કે માતાજીની આસપાસ બધે એકદમ સાફસૂફ થઈ ગયેલું. પેલા ચીકણા મળીના લોંદા બહાર ફેંકાઈ ગયેલા, મોટી દીવીની આસપાસ પણ સફાઈ થઈ ગયેલી. પૂજારી બાબાએ અમને એ સમાચાર

આવ્યા કે ઉત્તરાખંડમાં ચાર મહાન સાધુઓ ગણાય છે. જેમાંના બે શ્રી. બદરીકાશ્રમમાં છે. એક હિમાલયમાં ગયા છે, અને ચોથા શ્રી. ફલાહારી બાબા હાલમાં જોશીમઠમાં જ છે, અને આ મંદિરની ખૂણાની એક ઓરડીમાં નિવાસ કરે છે. એમણે જણાવ્યું કે આ સાધુ કોઈ રાજવંશના છે. ભરયુવાન વયે સાધુ થઈને હિમાલયમાં ચાલ્યા ગયેલા. હાલમાં પાંત્રીસ છત્રીસ વર્ષની ઉમર હશે, છતાં કોઈ પુખ્ત ઉમરના અને વર્ષોની તપશ્ચર્યાવાળા સાધુ જેટલી તેજસ્વિતા અને પ્રતિભા એમનામાં છે. અમને પણ આવા મહાન તપસ્વીનાં દર્શન કરવાની ઇચ્છા થઈ. પૂજારીએ અમને સ્થળ બતાવ્યું ત્યાં પહોંચ્યાં. ત્યાં ચારપાંચ ઉત્તર પ્રદેશના વિદ્યાર્થીઓ પણ બેઠેલા. સાધુબાબા અસ્ખલિતપણે અંગ્રેજીમાં બોલી રહ્યા હતા. અમે પ્રણામ કરીને નીચે બેસી ગયાં. બાવાજીની ઓરડી ૧૨×૧૦ની હશે. એમાં આ એક જ બારણું. ત્યાં બારણા આગળ તેઓ આસન પર બિરાજેલા હતા. આ અત્યંત ગંભીર અને શાંત આકૃતિમાં પણ એક પ્રકારની સૌમ્ય તેજસ્વિતાનાં દર્શન થતાં હતાં. તેઓ આંખ બંધ રાખીને મૃદુ અવાજે બોલતા હતા. પેલા પૂજારીના કહેવાથી પણ ઘણા નાના તેઓ માંડ ૨૫-૩૦ વર્ષની ઉમરના દેખાતા હતા. અને અત્યંત સુંદર હતા સાત્ત્વિકતા અને સુંદરતાનો જાણે સુમેળ સધાયો હોય એમ લાગતું હતું. એમની વાણી સાંભળતાં સાંભળતાં કલાક ક્યાં વીતી ગયો તે ખબર જ ન પડી. કોઈ કોઈ વાર અમે પ્રશ્ન કરતાં તો ધીમેથી આંખ ખોલીને જવાબ આપતા. છેવટે આરતીને એક બાલિશ પ્રશ્ન સૂઝ્યો અને એ પૂછી પણ બેઠી કે, "બાબાજી, આપકે સર પર જો બાલ હૈ વે જૂઠે જૈસે લગતે હૈં. તો ઐસે જૂઠે બાલ સાધુ લોગ ક્યોં લગાતે હોંગે?" વાત સાચી હતી. બાબાજીના માથા પરથી દિવેટો વળી ગયેલા વાળ ખભા પર ઝૂલતા હતા, તે જાણે ખોટા વાળ પહેર્યા હોય તેવા જ દેખાતા હતા. આવા મહાન સાધુને આવા વાળ પહેરીને દેખાવ શા માટે કરવો જોઈએ? એવો પ્રશ્ન ત્યાં બેઠાબેઠાં અનેક વાર મનમાં સ્ફૂર્યો હતો. બાબાજીએ

ઉત્તર વાળ્યો કે, "મૈયા, યે બાલ જૂઠે નહીં, લેકિન આજ બારા સાલોંસે વહાં કંગી નહીં લગી હૈ ઇસ લિયે ઐસે દિખતે હૈં." બાવાજી અંગ્રેજીમાં બોલતા હતા તેથી પણ મનમાં આશ્ચર્ય થતું હતું. એ શંકાનું પણ સમાધાન કર્યું. તેઓએ જણાવ્યું કે "યહ મેરી કમજોરી હૈ, વહ મૈં જાનતા હું. લેકિન અબ હિંદી ઔર સંસ્કૃતકા અભ્યાસ કર રહા હૂં." બીજા પણ કેટલાક ગામડિયા લોકો આવીને બેઠા. એ બધાની સાથે તેઓએ હિંદીમાં વાત કરી. તેઓ સાધારણ સારું હિંદી બોલી શકતા હતા, પણ તેઓને પોતાની હિંદી માટે પૂરો વિશ્વાસ નહોતો.

તેમની પાસે બે ધૂપસળીઓ સુગંધ ફેલાવી રહી હતી. આઠ-દસ પુસ્તકો પડ્યાં હતાં. ખડીઓ, કલમ અને પાછળ દોરી પર એક બદલવાનું ભગવું ફાળિયું સુકાતું હતું. આ એમનો સામાન હતો. થોડોક સૂકો મેવો એમણે અમને પ્રસાદરૂપે આપ્યો. તેઓ કોઈ જાતની ભેટ સ્વીકારતા નહોતા. માત્ર મેવો ફળ કોઈ ધરે તો પોતાની જરૂર પૂરતાં લઈ લેતા. અમે બેઠાં હતાં તે દરમ્યાન એક ભાવિક યાત્રાળુએ થોડા પૈસા ત્યાં મૂકયા. તેઓએ એ પૈસા ઉઠાવી લેવા જણાવ્યું. જ્યારે પેલો બહુ ગદ્‌ગદ થઈ ગયો ત્યારે સાધુ મહારાજે એને થોડી ધૂપસળી અને એક કાંડી ખાકસ લઈ આવવા કહ્યું. તેઓ દિવસમાં એક વખત થોડા મેવાનો આહાર કરતા. તે પણ જો કોઈ આપી જાય તો, નહીંતર ઉપવાસી રહેતા. શીતકાળમાં જ્યારે બદરીનાથમાં બરફ પડવાની શરૂઆત થાય અને ત્યાંની બધી વસ્તી, મંદિરના કર્મચારીઓ અને એકેએક જીવંત મનુષ્ય અને પશુ બધાં જોશીમઠમાં આવી જતાં, ત્યારે આ ફલાહારી બાબા ત્યાં જાય અને ત્યાંના તપ્તકુંડ પાસે બેસીને ધ્યાનમાં મગ્ન થઈ જાય. જોશીમઠથી આગળના પાંડુકેશ્વર નામના ગામેથી કોઈ કોઈ વાર ભાવિક ભક્તો વરસતા બરફમાં થઈને આ સાધુ માટે થોડાં ફળમેવો વગેરે ત્યાં રાખી આવે. એમના વિષે આ બધી વાતો સાંભળીને મનમાં બહુ વિચારો આવ્યા. આવા તપસ્વી સાધુઓ વિષે સાંભળ્યું

હતું, પણ એમના દર્શનનો તો આ પહેલો જ પ્રસંગ હતો. એમને ખૂબ વાતો પૂછવાનું મન થતું હતું, પણ રાત પડી ગઈ હતી, વળી સવારે વહેલાં ઊઠીને નીકળવાનું હતું એટલે અમારે ત્યાંથી ઊઠ્યા વગર છૂટકો નહોતો. છતાં થોડી વધારે વાર બેસીને બેત્રણ વાતો પૂછી લીધી.

(૧) આવી કઠોર તપશ્ચર્યા કરવાનું કારણ શું? એમાંથી કોઈ સિદ્ધિ પ્રાપ્ત થાય ખરી?

(૨) તે વખતે માનસિક અને શારીરિક સ્થિતિ કેવી રહે?

(૩) આપ જેવા મહાન સાધુઓ કેવળ પોતાના આત્માની ઉન્નતિ માટે જ તપ કરે કે એમાં બીજાઓની ઉન્નતિનો પણ વિચાર હોય?

(૪) આપ જેવી અનેક મહાન વિભૂતિઓએ પોતાના વિચાર, આચાર અને તપશ્ચર્યા દ્વારા સ્થૂળ અને સૂક્ષ્મ રીતે પોતાના ઉચ્ચ વિચારોને જનતામાં ફેલાવ્યા છતાં આજે તેનું પરિણામ કેમ જણાતું નથી?

ધીમે ધીમે એમની ગંભીર વાણી વહેવા લાગી. તેનો સાર આ પ્રમાણે હતો, "મનને સ્થિર કરવા માટે અને એ જ દશામાં લાંબો વખત ટકાવી રાખવા માટે આવી તપશ્ચર્યા કરવી પડે છે. આત્મા બ્રહ્મ સાથે એકાત્મતા અનુભવે એ જ મોટી સિદ્ધિ. એવી લીનતા અનુભવવા માટે વર્ષો સુધી તપ કરવું પડે છે. તે વખતે મનની સ્થિતિ અત્યંત સુખદ હોય છે. મન લગભગ આનંદની પરિસીમા પર પહોંચી ગયું હોય એવો અનુભવ થાય છે. તે વખતે શારીરિક ધર્મો ભૂખ, તરસ, ટાઢ, તાપ વગેરેનો વિચાર જ નથી આવતો. ન કોઈ જાતનો અવાજ યા મનુષ્ય, પશુ, પ્રાણીનો વિક્ષેપ, ચારે બાજુ કેવળ નિસર્ગની અલૌકિક શોભા અને અનંત શાંતિમાં મનની એકાગ્રતા બહુ જલદી સાધી શકાય અને મન એકાગ્ર થતાં જાણે પરમેશ્વરના સાનિધ્યે હોઈએ એવા સુખનો અનુભવ થાય છે. આવી રીતે પરમ આનંદની સ્થિતિમાં

મોડાં મોડાં જ કોઈ વાર કલાકો નીકળી જાય. હા અત્યારે તો આ તપની પાછળ અમારા પોતાના આત્માની ઉન્નતિનો જ વિચાર સ્થૂળ દૃષ્ટિએ કહી શકાય. કારણ કે અધિકાર વગર, ત્રીજી ભૂમિકાએ પહોંચીને કંઈક સિદ્ધિ મેળવ્યા વગર બીજાઓની ઉન્નતિ અને ભલાનો પણ એમાં વિચાર છે એમ કહેવું અને માનવું ખોટું છે. જો કે સૂક્ષ્મ રીતે અમારા વિચારોનાં આંદોલનોની અસર મનુષ્ય માત્ર પર થાય છે. અને એમાં વધારે શક્તિ પૂરાતાં એ અસર વધારે વ્યાપક અને બલવત્તર બનશે એમાં શંકા નથી. છતાં હું તો પહેલી ભૂમિકામાં છું એ મારે કબૂલ કરવું જોઈએ. તમને બધાંને કંઈ કહેવાને સમજાવવાને અધિકારી છું એવું મને લાગતું નથી, છતાં મને જે અને જેટલો પ્રકાશ મળ્યો છે તેને સંઘરી રાખવા કરતાં એને હું બીજા પાસે કોઈ વાર પહોંચાડવાનો પ્રયત્ન કરું છું." આવી રીતે બીજા એક કલાક સુધી વાતો થતી રહી. અમારો ભોમિયો તેડવા આવી ગયો હતો એટલે સ્વામીજીને પ્રણામ કરીને વિદાય થયાં.

ચોળવું પડતું હતું. કોઈ એકાદ બકરું કે ગાડરું લપસે તો સીધું અલકનંદામાં જ સમાધિ લે.

આજે મદ્રાસી યાત્રીઓ પ્રમાણમાં ખૂબ મળ્યા. ડંડી કંડી પણ સારા પ્રમાણમાં હતી. અને સંસ્કારી લોકોનો સહવાસ પણ મળ્યો.

બલદૌડાથી ૩ માઈલ પર એક ઘાટચટ્ટી આવે છે. આ ચટ્ટીથી એક માઈલ આગળ યાત્રામાર્ગ છોડીને એક બીજો રસ્તો હેમકુંડ-લોકપાલ તરફ જાય છે. ૧૪,૨૦૦ ફૂટની ઊંચાઈ પર આ એક શીખ લોકોનું તીર્થસ્થાન છે. કહેવાય છે કે શીખ લોકોનાં ગુરુ ગોવિંદ-સિંહજીએ પોતાના પૂર્વજન્મમાં અહીં તપસ્યા કરી હતી. એમણે પોતાની આત્મકથામાં આ સ્થાનનો ઉલ્લેખ કર્યો છે. ત્યાર બાદ શીખ સાધુ મોહનસિંહે ૧૯૩૬માં આ સ્થાનનો પત્તો મેળવ્યો. હવે તો ત્યાં એક ગુરુદ્વારા અને ધર્મશાળા પણ ઊભી થઈ ગઈ છે. મંદિરની પાસે એક બરફથી જામેલું તળાવ છે તે જ હેમકુંડ કહેવાય છે. શ્રી. વામનપુરાણ, નારદપુરાણ તથા સ્કંદપુરાણમાં આ સ્થાનનું બહુ જ મોટું માહાત્મ્ય વર્ણવેલું છે. આ સ્થાન પર પહોંચવા માટે બહુ જ કઠિન ચઢાણ ચઢવું પડે છે. આ લોકપાલ સરોવરમાંથી એક જલસ્રોત નીકળે છે તેને લક્ષ્મણગંગા અથવા ભાષ્યુડાર ગંગા કહે છે.

અહીંથી ડાબી બાજુ બે માઈલ પર એક બહુ જ રમણીય સ્થાન "પુષ્પોંકા સ્વર્ગ" અથવા "પુષ્પોંકી ઘાટી" આવેલું છે. ભ્યુંડાર નદીની બેઉ બાજુ જરા પહોળા પડતા ઢળાણમાં ભિન્ન ભિન્ન રંગ અને જાતિનાં અદ્ભુત ફૂલો ખીલેલાં હોય છે. આ ઘાટી પોતાના સૌંદર્ય તથા પુષ્પરાશિને માટે જગતભરમાં વિખ્યાત છે. ૧૯૩૧માં શ્રી એફ. એસ. સ્મિથ પોતાની પાર્ટી સાથે હિમાલયની એક ટોચ પર ચઢીને પાછા ફરતા હતા, તે વખતે ધૌલી નદીને કિનારે આવીને તેમણે આ રસ્તો પસંદ કર્યો. જેવા એ લોકો ભ્યુડાંર નદીની આ ખીણ તરફ આવ્યા કે અહીંની ફૂલોથી લચી પડેલી ભૂમિને જોઈને આશ્ચર્ય-

ચકિત થઈ ગયા. એમણે કેટલાંક ફૂલો ચૂંટીને સાચવીને વિલાયત ભેગા પણ કર્યાં. ફરીવાર તેઓ ૧૯૩૭માં એડીનબરો બોટાનિકલ ગાર્ડન તરફથી આ ફૂલો વિષે અન્વેષણ કરવા આવેલા અને ૨૫૦ જેટલાં ફૂલોનાં બીજ તેમણે વિલાયત મોકલ્યાં. આ કામ માટે એમને ઘણો વખત આ ઘાટીમાં મુકામ કરવો પડેલો. આ બીજ ત્યાં (એડીનબરો) વવાયાં અને ખૂબ સફળતાપુર્વક ઊગ્યાં પણ ખરાં. તે જોઈને ફૂલોની રસિયણ ૧૭–૧૮ વર્ષની એક કુમારી લેગ ફૂલોનો અભ્યાસ કરવા અને બીજ એકઠાં કરવ અહીં આવેલી પણ દુર્ભાગ્યે એક સુંદર ફૂલને ચૂંટતાં ચૂંટતાં એ ખીણમાં સરી પડી અને સદાને માટે આ પુષ્પોની શૈય્યામાં સૂઈ ગઈ. આવી રીતે આ સ્થાને આંતરરાષ્ટ્રીય પ્રસિદ્ધિ પ્રાપ્ત કરી છે. ત્યાં સુધી સડક નહીં હોવાથી જવું બહુ જ કઠિન છે, છતાં દર વર્ષે કેટલાક વિદેશી પર્યટકો અને આપણા દેશી યાત્રીઓ અનેક તકલીફો વેઠીને પણ આ કુદરતસર્જિત પુષ્પઉદ્યાનની મુલાકાત લે છે.

અમારા પછી બે દિવસે આવતા પૂ. મુનશીકાકાની પાર્ટીમાંથી એમના શીખ એ. ડી. સી. શ્રી. ગુરુચરણસિંગ અને બીજા થોડા લોકો એ તરફ ગયેલા ખરા. આવી રીતે એ અલૌકિક પુષ્પઉદ્યાનની અનેક વાતો સાંભળતાં સાંભળતાં અમે આગળ વધતાં હતાં ત્યાં સામે એક સુંદર દૃશ્ય નજરે પડ્યું. બે લીલાછમ પહાડોની વચમાં બરફનો પહાડ જાણે રૂપેરી રસ ઢાળ્યો હોય તેવો ચમકતો પોતાની સૌમ્ય આભા પ્રસરાવી રહ્યો હતો.

સવારના ૯ વાગે અમે પાંડુકેશ્વર પહોંચી ગયાં.

મહાભારતના "સંભવપર્વ" માં વર્ણવ્યા પ્રમાણે રાજા પાંડુ હરણના શાપથી દુઃખિત થઈને પોતાની બે પત્નીઓ કુંતી અને

માદ્રિ સાથે આવીને અહીં રહેલા. એમ કહેવાય છે કે કુંતીની પ્રાર્થનાથી પ્રસન્ન થઈને ભગવાને એને આશીર્વાદ આપ્યો કે "પુત્રવતી ભવ" અને એ યુધિષ્ઠિર, ભીમ, અને અર્જુનની માતા બની. માદ્રિની કુખે પણ સહદેવ અને નકુલ અવતર્યાં. આમ આ સ્થાન આપણા મહાન કાવ્ય મહાભારતનાં પાંચ મુખ્ય પાત્રોનું જન્મસ્થાન હોવાનું ગૌરવ ધરાવે છે. કહેવાય છે કે દ્રૌપદીજીનો જન્મ પણ ગઢવાલમાં જ થયો હતો. આમ આ સૌનું બચપણ અહીં જ વીતેલું અને ત્યાર બાદ પોતાના વનવાસકાળ દરમિયાન પણ પાંડવો અધિકાંશ સમય અહીં પોતાની જન્મભૂમિ ગઢવાલમાં જ રહેલા. કદાચ આ જ કારણસર ગઢવાલનાં ગામોમાં "પાંડવલીલા" ભજવાય છે. ઈ. સ. ૬૩૪ માં પ્રખ્યાત ચીની યાત્રી હ્યુએનસંગે આ પ્રદેશમાં ભ્રમણ કર્યું હતું. એણે પોતાના એક પુસ્તકમાં આ પ્રદેશનો ખ્યાલ આપતાં આપતાં લખ્યું છે કે તે વખતમાં ગઢવાલમાં બૌદ્ધ અને બ્રાહ્મણ બેઉ ધર્મો ચાલતા હતા. અહીં પાંડવોએ બંધાવેલું અત્યંત પ્રાચીન મંદિર છે. અષ્ટધાતુની શ્રી બદરીનાથજીની મૂર્તિ છે. આ મૂર્તિ અત્યંત કલામય અને ધ્યાન ખેંચી રાખે તેવી ખૂબ શૃંગારયુક્ત અને પ્રસન્ન છે. આ મંદિરના પૂજારી મલબારનાં નાંબુદ્રી બ્રહ્મણ છે. તેઓ પૂજા વખતે શ્લોકો અને ભજનો ખૂબ સુંદર લય અને ઢાળમાં ગાતા હતા. એમનો કંઠ પણ સરસ હતો એમની ગાવાની ઢબ પરથી તેઓ સંગીતના તજજ્ઞ હોય તેવું લાગતું હતું. લાંબી પૂજા પૂરી થઈ ત્યાં સુધી. અમે બેસીને એમને સાંભળ્યા જ કર્યાં. બપોરે ફરી પૂજા રખાવી અને ફરી એકવાર ભગવદ્‌ભજન એમના સુંદર કંઠેથી સાંભળવાનો લહાવો લીધો.

આ આંગણાના બીજા મંદિરમાં શ્રી વાસુદેવની તામ્રમૂર્તિ ઊભી છે. એની બહારની બાજુમાં શ્રી. દ્રૌપદીજીની મૂર્તિ છે. એમ કહેવાય છે કે અહીંના મંદિરમાં પાંડવોના વખતના ચાર તામ્રપત્રો

હતા. જેની લીપિ કોઈ ઉકેલી શકતું નથી. આ તામ્રપત્રો હાલમાં શ્રી બદરીનાથના મંદિરમાં રાખવામાં આવેલા છે. અહીં દક્ષિણ ભારતીય લોકો બહુ સારા પ્રમાણમાં જોવામાં અવ્યાં. અહીંની ભૂમિ પર ભાજી વનસ્પતિની વેલીઓ ખુબ સારા પ્રમાણમાં જોવામાં આવી. ઠંડીની મોસમમાં મનુષ્યવસ્તીવાળું આ છેલ્લું જ ગામ છે. અહીંથી આગળ કોઈ જતું નથી. બદ્રીનાથથી બધા જ લોકો અહીં અને જોશી. મઠ આવી રહે છે.

## ૧૩. ગંધમાદનનો થડકાર.

खिली प्रकृति पटरानीके महलन फुलवारी
खुली धरी के भरी तासु सिंगार पिटारी
कै यह विकसित ब्रह्मवाटिकाकी कोऊ क्यारी
योगिराजने यहां योगबल ऐंचि उतारी ॥

—શ્રીધર પાઠકજી

જમીને થોડો વિશ્રામ લઈને પાછાં ઉપડયાં. એક માઈલ પર વિનાયકચટ્ટી આવી. આ વિનાયકચટ્ટીથી હનુમાનચટ્ટીનો રસ્તો બહુ જ મનોહર છે. રસ્તાની બન્ને બાજુએ ભિન્ન ભિન્ન પ્રકારનાં ફૂલઝાડો અને વેલીઓથી આપોઆપ શોભાયમાન બનેલી છે. બાજુમાંથી વહેતો અલકનંદાનો પ્રવાહ કોઈ કોઈ વાર એ વેલીઓના જાળામાંથી ડોકાઈને અદૃશ્ય બને છે. કેટલીક જગાએ તો ફૂલવેલીઓએ પોતાની મેળે બનાવેલી સુશોભિત કમાનોમાંથી પસાર થવું પડે છે. આ નૈસર્ગિક બગીચાએ અમારો થાક તો કયાંય ભૂલાવી દીધો. કુદરતની આ અનુપમ શોભા જોઈને સુંદરતાનું સર્જન પોતે કરી શકે છે એવો માનવીનો ગર્વ કયાંયે ગળી જાય છે, અને આશ્ચર્યથી દંગ બનીને વિસ્ફારિત નજરે ચારે બાજુ જોતો આ બધી શોભાને આંખમાં ભરી લેવાને, સમાવી લેવાને તત્પર બને છે.

આ રમણીય દૃશ્ય જોતાં જોતાં ખરેખર એમ લાગ્યું કે દેવોની અને ગંધર્વોની ભૂમિ આથી વધારે રળિયામણી ન હોઈ શકે. જરૂર ગંધર્વો અહીં ગાન કરવા અને વિહરવા આવતા જ હોવા જોઈએ. અમે ચાલતાં હતાં તે આપણો વિખ્યાત ગંધમાદન પર્વત જ હતો એમ જાણ્યું ત્યારે તો મારી વિશેષ ખાતરી થઈ ગઈ કે આ દેવભૂમિ જ છે. અલકનંદાનું ગાન, વેલીઓનો મીઠો છાંયો, ફૂલોના રંગ અને સુગંધ, ગંધમાદનનો થડકાર અને ક્વચિત્ ટહૂકી ઊઠતાં પક્ષીઓ, એ બધું એટલું તો અલૌકિક લાગતું હતું કે અમે તો દેવગંધર્વોના વિચારોમાં જ ખોવાઈ ગયાં. રામચંદરે અમને આ ભૂમિ પર આટલાં બધાં ખુશ થતાં જોઈને જણાવ્યું કે આ સ્થાનની મનોહરતાથી આકર્ષાઈને પહેલાંના વખતના રાજાઓ વસંતઋતુમાં પોતાની રાણીઓ અને મિત્રો સાથે અહીં રમવા અને ખેલવા આવતા હતા. હજુ આજે પણ સપ્ટેમ્બર–અકટોબરમાં આ ભૂમિનું સૌન્દર્ય અનેક ગણું વધી જાય છે. તે વખતે મીઠી સુગંધિથી મહેકતાં રંગબેરંગી ફૂલો ચારે બાજુએ ખીલી નીકળે છે અને હવાને એક પ્રકારની મોહક માદકતાથી ભરી દે છે. અહીંથી ચઢાણ પણ શરૂ થાય છે. એટલે અલકનંદા પણ નાનામોટા ભૂસકા મારતી અને નાચતીકૂદતી કૂચ-કદમ કરતી જાય છે. આગળ વધે છે. આ કૂદકાઓથી કેટલીક જગાએ સુંદર મજાના નાનામોટા જળધોધો રચાયા છે.

વચમાં એક ચટ્ટી આવી તેનું નામ "લામ બગડ." આવું અર્થ-વિહીન અસુંદર નામ આ પહેલું જ સાંભળ્યું. એ નામનો વારંવાર અકારણ ઉચ્ચાર કરીને ઘણું હસવું આવતું હતું. રસ્તાની બાજુએ આવેલા ખડકોને સફેદ રંગીને ઉપર જાતજાતની જાહેરખબરો લખેલી જોવામાં આવી કે: "પંચાયતરાજ અમર રહો." "અધિક ધાન્ય ઉપજાવો." અને પહાડોની ઔષધિઓ, શિલાજીત આદિ, બીજી અનેક જડીબુટ્ટીઓનો પણ આ જાહેરખબરમાં સમાવેશ થતો હતો.

અહીં કેવળ પથ્થરોનાં ચોસલાંને એકબીજા પર ગોઠવીને જ ઘરોની રચના કરેલી જોવામાં આવી. વચમાં માટીચૂનો કંઈ જ નહીં. પણ પથ્થરનાં ચોસલાં એવાં એકસરખાં એકબીજામાં ફીટ થઈ જાય કે વચમાં ખાસ જગા ન રહે. છાપરા પર પણ તેવાં જ પથ્થરનાં મોટાં ચોસલાં ગોઠવેલાં હતાં. વળી ગૃહકાર્યમાં જરૂરી તેટલા પાણીનો જથ્થો મેળવવાને એ લોકોએ જે રસ્તો અપનાવેલો તે પણ બહુ જ રસિક છે. આસપાસ નદી અને ઝરણાં તો હોય જ. તેમાંથી એક નાનો ધોરિયો ખોદી કાઢીને થોડું પાણી તેમાં વાળી લે. અને ધોરિયાનો બીજો છેડો કોઈ પર્વતના ઢોળાણ સુધી લઈ જાય. ૨૪ કલાક તાજું નિર્મળું પાણી એમાં વહ્યાં જ કરે. પોતાનાં ઘર પાસેથી વહેતા આ ધોરિયામાં જ તેઓ પોતાનું બધું કામ પતાવે. નાહવું, ધોવું, કપડાં ધોવાં, વાસણ સાફ કરવાં, પીવાનું પાણી ભરવું, રસોઈનું પાણી ભરવું, બધું કામ આ ધોરિયાના પાણીમાંથી જ થાય. આવી રીતે રસ્તામાં આવતાં નાનાંનાનાં ઘરોની ગૃહિણીઓને પોતાનાં ઘર પાસેના ધોરિયામાં જ કામ કરતી નિહાળવામાં બહુ જ રસ પડ્યો. ચાલતાં ચાલતાં અમને કોઈ સ્ત્રીના રડવાનો અવાજ આવ્યો. અમારી નજીકમાં જ એક પહાડી સ્ત્રીઓનું ટોળું ઊભું હતું, અને તેમાંની એક સ્ત્રી રડતી હતી. થોડેક અંતરે ત્રણચાર પુરુષો પણ ઊભા હતા. અમે એ સ્ત્રીના રડવાનું કારણ પૂછ્યું, તો તેઓએ જણાવ્યું કે રડનારી છોકરી પોતાને સાસરે જાય છે. અને એ લોકોમાં એવો રિવાજ કે સાસરે જાય ત્યારે ગામના પાદરમાં ઊભી રહીને સવારથી તે સાંજ સુધી છોકરી રડ્યા કરે અને છેક સાંજે સાસરાવાળાઓ છોકરીને લઈને ચાલતા થાય. અમે વાતો કરી ત્યાં સુધી એ છોકરી અમારી સામે જોતી રહી અને જેવું અમે ચાલવા માંડ્યું કે પાછું તીણા અવાજે રડવા માંડ્યું. ઘણે દૂર સુધી અમને એના રડવાનો અવાજ આવ્યા કર્યો. એક બાજુથી અમને આ રિવાજ પર હસવું આવતું હતું, પણ વિચાર આવ્યો કે આપણામાં પણ આવો રિવાજ ક્યાં નહોતો?

છેવટે સમી સાંજનાં હનુમાન ચટ્ટી પહોંચી ગયાં. આ નામ પરથી જ લાગ્યું કે આપણા મહાબલવીર વાયુપુત્ર હનુમાને જરૂર અહીં કંઈક પરાક્રમ કર્યું હશે. એ વાત ખરી નીકળી કે બે સમાન બળિયાઓનો અહીં ભેટો થયો હતો. પોતાના અતુલ બળથી અહંકારી બનેલા ભીમનો ગર્વ હનુમાને અહીં ઉતારેલો. રસ્તા પર પોતાની પૂંછડી પાથરીને બેઠેલા હનુમાને જ્યારે ભીમને રસ્તો ન આપ્યો, ત્યારે એને એક સાધારણ બંદર સમજીને ભીમે એની પૂંછડી ઊંચકીને ફેંકીને પોતાનો રસ્તો સાફ કરવા ધાર્યું. પણ એક નાનીશી પૂંછડી એ મહાકાય ભીમ ન ઊંચકી શક્યો, ત્યારે એને ખાતરી થઈ કે આ કોઈ સાધારણ બંદર નહીં પણ સાક્ષાત હનુમાન જ છે. એમનો મદ ઊતરી ગયો અને બેઉ બળિયા પ્રેમથી ભેટ્યા

આ ચટ્ટી બદ્રીનાથથી ચાર જ માઈલ દૂર છે. એટલે આવતી કાલે સવારમાં જલદી બદરીનાથ પહોંચી જવાનુ છે એ વિચારે અમારો ઉત્સાહ અને ઉમંગ દ્વિગુણિત થયો હતો. અહીં એક ધર્મશાળાની ઉપરની ઓસરીમાં અત્યંત સાંકડી અને અસ્વચ્છ જગામાં અમારો મુકામ હતો. ધૂમાડો તો કહે મારું કામ. જાણે ગામ આખાનાં ધૂમાડાનાં લશ્કરો અમને ઘેરી વળ્યાં હોય તેવું લાગતું હતું

ચારપાંચ ચટ્ટીઓ, બેત્રણ ધર્મશાળાઓ, અને બે દુકાનો મળીને આ ગામ (હનુમાન ચટ્ટી) બનેલું હતું. ધૂમાડાથી ગૂંગળાઈને અમે નીચે ઊતરી ગયાં, અને ગામને છેડે ગયાં. ત્યાં ધૃતગંગા અને અલકનંદાના રમણીય સંગમનું દશ્ય જોવા મળ્યું. ધૃતગંગા ઉપરાંત એક બીજું ઝરણું પણ અલકનંદાને મળતું હતું. એમ ત્રિવેણીસંગમ થતો હતો. અહીં ભારે મોટામોટા પથ્થરો સાથે ટક્કર લેતી અને સ્થળે સ્થળે નાનામોટા પ્રપાતોના રૂપમાં શોર મચાવતી અલકનંદા ભારે તોફાની લાગતી હતી. પુરાણોમાં અલકનંદાને જ આદિગંગા કહી છે. આ નદી આગળ દેવપ્રયાગમાં ભાગીરથી સાથે મળીને "ગંગાજી" નામથી પૂજાય છે.

એમ કહેવાય છે કે વર્ષો પહેલાં અહીં વૈખાનસ મુનિનો આશ્રમ હતો. અને મહારાજા મરુતે અહીં બહુ મોટો યજ્ઞ કરેલો. આ યજ્ઞમાં બધાં જ સોનાનાં વાસણો વપરાયેલાં અને બૃહસ્પતિ અને સમસ્ત દેવતાગણ અહીં ભેગા થયેલા. હજી સુધી આ સ્થાનમાંથી યજ્ઞના હોમમાં વપરાયેલા દ્રવ્ય, થોડા જળેલા જવ, તલ અને ઠરેલા અંગારા મળી આવે છે. ગામને બીજે છેડે અલકનંદા થોડી શાંત જણાય છે. રસ્તા પર તોળાયેલા મોટામોટા ખડકો એના પર ચઢીને ઘોડો પલાણીને બેસવા માટે આકર્ષતા હતા.

આમ કલાકેક ફરીને પાછાં ધૂમાડાનાં ગૂંચળાઓમાં દાખલ થયાં. ચટ્ટીઓ અને ધર્મશાળામાં ઉતરેલા યાત્રીઓની રસોઈ જ્યારે બની રહી ત્યારે આ ધૂમાડો કંઈક ઓછો થયો. યાત્રાળુઓ પણ જમી કરીને પાથરણાં લંબાવીને સૂવાની તૈયારી કરવા લાગ્યા. અમે પણ ભોજનાદિથી પરવારીને બિસ્તરામાં લંબાવ્યું.

સવારમાં વહેલા ઊઠીને ઝટપટ પરવારવા માંડયું. પ્રાતઃકાર્ય પતાવીને સામાન, બિસ્તરા વગેરે બાંધીને તૈયાર થઈ ગયાં. પણ હજુ સામાન વહેનારાં ખચ્ચરો કે ડોળીવાળા કાં ન આવ્યા? પ્રાર્થના કરવા બેસતાં કોઈકે ઘડિયાળમાં જોયું તો માત્ર ચાર જ વાગેલા. એટલે અમે અઢી વાગ્યાનાં ઊઠી પડેલાં. ઉત્સાહમાં ને ઉત્સાહમાં બધાં કામે લાગી ગયાં પણ કોઈને પહેલાં ઘડિયાળ જોવાનું યાદ જ ન આવ્યું. હવે પાછાં ઊંઘાય તેમ હતું જ નહીં, એટલે પ્રાર્થનાનો સમય જરા લંબાવ્યો. આજે શ્લોકો બોલ્યા પછી જોગિયા રાગ વહેતો મૂકયો. આ રાગમાં કોઈ એવું અલૌકિક અને સુખદ દર્દ છે કે ગાતાં અથવા તો સાંભળતાં એ રાગના ભાવ સાથે તન્મય થઈ જવાય.

આસપાસના યાત્રીઓ પણ હવે ઊઠવા લાગ્યા હતા ઊઠીને પાથરણાં ધાબળા ખંખેરી, વીંટાળી માથે મૂકીને હાથમાં ડાંગ લઈને ચાલતા થાય. બીજા વધારે સામાનની ખટપટ નહીં અને દાતણપાણી

તો રસ્તે આવતાં ઝરણાંમાં પતાવવાનું હોય એટલે અમારી જેમ વહેલાં ઊઠવાની પંચાત જ નહીં. મોંસૂઝણું થતાં અમે પણ ચાલવા માંડ્યું. રાતના ફ્રીઝિંગ પોઈન્ટ પર ઠંડી પડી હતી એટલે આસપાસ બધે બરફ જામી ગયેલો. ચારે બાજુ સૌમ્ય, શુભ્ર, આછો ઉજાસ પથરાતો જતો હતો. અહીંની જમીન બધી લવન્ડર રંગનાં નાનાં ફૂલોથી ઢંકાઈ ગયેલી હતી.

આજે બકરાંઘેટાંનાં ટોળાંએ તો ગજબ કર્યો. તેઓની સંગારની લંગાર આખા રસ્તાને આવરી લેતી ચાલી જ આવે. વારંવાર ખૂબ ખોટી થવું પડતું હતું. તેમાંય જ્યારે એ ટોળાં સામસામે થઈ જાય ત્યારે ભારે ગરબડ મચી જતી. પોતપોતાનાં બકરાંઘેટાંને ઓળખીને જૂદાં તારવીને સામી બાજુ ભગાવતા એ લોકોનો દમ નીકળી જતો. આપણે તો એટલો વખત ઊભાં રહીને બસ તાલ જોયા કરવાનો.

રસ્તે સારી પેઠે બરફ જામેલો અને તેમાં કેડી પડેલી હતી, તેમાંથી સંભાળીને આગળ વધવું પડતું હતું. બાજુના પહાડોમાં બરફનાં ગંજાવર ચોસલાં જામ થઈ ગયેલાં. અમે ચાલતાં હતાં તે રસ્તે તો છાંયો જ હતો. પણ સામેના પહાડની ટોચો સૂર્યના પ્રકાશે ઝળહળિત થઈ ઊઠી હતી, અને પહાડને અનોખી શોભા આપી રહી હતી.

રસ્તે કંટાળો આપતાં બકરાંઘેટાં જ બદરીપુરીનાં જીવનદાતા છે. ત્યાં વપરાતી ખાદ્ય સામગ્રી આ પ્રાણીઓની પીઠ પર જ લદાઈને આવે છે. એટલે ખરી રીતે જોઈએ તો આ બકરાંઘેટાં જ બદરીપુરીને જમાડે છે એમ કહી શકાય. અમારી સાથે અને પાછળ આવતાં ટોળાંમાં દરેકના પર આઠ પાકા શેર ઘઉં ચામડાની મજબૂત કોથળીઓમાં લાદેલા હતા. પીઠ પર આટલો ભાર હોવા છતાં આ બોતડાં જેવાં પશુઓ જાણે કંઈજ ભાર ઊચક્યો ન હોય

તેમ હલકાં ફૂલ જેવાં ચાલતાં જણાય, દોડે પણ ખરાં, અને સામસામે શિંગડાં માંડીને ટક્કર પણ લેતાં હતાં.

બાજુમાં ચાલતી અલકનંદાનો પટ સાંકડો થતો જતો હતો. જો કે પ્રવાહ તો અત્યંત તેજ હતો. હોય જ ને! અનેક ખડકો, શિલાઓ અને મોટામોટા પહાડોને કોતરીને સ્વબળે પોતાનો માર્ગ મેળવી લેની વિજયોન્મત્ત અલકનંદાના પ્રવાહમાં આટલી તેજસ્વિતા કેમ ન હોય! પણ ઓહો! હો! હો! આ શું? અહીં તો સદાની તોફાની અલકનંદા કેમ ઠરીને હિમ થઈ ગઈ છે? પ્રવાહ આગળ વધતો નથી! જરા ધ્યાનથી જોયું તો જણાયું કે અલકનંદાના પટને બાજુના પહાડ પરથી ઊતરીને આવતા એક જબરદસ્ત હિમપ્રપાતે આવરી લીધો છે. અલકનંદાના આખા પટ પર પ્રપાતના બરફનું કઠણ પડ જામી ગયું છે. પણ આવા અવરોધોથી અટકે તો અલકનંદા શાની? હિમપ્રપાતના કઠણ પડ નીચેથી એણે તો પોતાનો પ્રવાહ ચાલુ જ રાખ્યો છે. અલકનંદા થોડા વખત સુધી એના કઠણ પડ નીચે અદૃશ્ય રીતે વહીને પ્રપાતનું પ્રભુત્વ સ્વીકારે છે, પણ પાછી બીજે નાકેથી પુનઃ પોતાના વેગવંતા પ્રવાહમાં બમણા ઉત્સાહથી વહેવા માંડે છે.

હવે રસ્તો પ્રમાણમાં પહોળો અને નાનાનાના ચઢાણઉતરાણ-વાળો હતો. નાનામોટા પથ્થરો અને ઢેફાં માર્ગમાં ખૂબ નડતાં હતાં. બદરીપુરી હવે નજીકમાં જ છે જાણીને અમે પૂરઝડપે અત્યંત ઉત્સાહથી આગળ વધતાં હતાં. ડોળીવાળાઓ તો ક્યાંય પાછળ રહી ગયા હતા. સૂર્યનારાયણે કોર કાઢી, એના તેજની સૌમ્ય આભાથી હિમાચ્છાદિત પહાડો, નાનામોટા ટેકરા, પથરાળ જમીન, પાસે વહેતી અલકનંદા અને એની બાજુમાં વિહરતા અમે બધાંમાં નવચેતનનો સંચાર થયો. પાણી તો અલૌકિક તેજથી ચમકવા લાગ્યાં વચ્ચે આવતા દેવદેખની સ્થાનક પર એક ટેકરાની ટોચે ચઢીને જોયું તો શ્રી બદરી-

કેદારના મંદિરનાં શિખરો ચમકતાં દેખાયાં. અમે બધાંએ હર્ષની કિકીયારી કરી મૂકી. આખરે અમારી યાત્રાના ચરમ સ્થાન પર આવી પહોંચ્યાં ખરાં! વર્ષોની સેવેલી અભિલાષા પૂરી થતી લાગી. શ્રી બદરીવિશાલને ત્યાંથી જ ભાવપૂર્વક પ્રણામ કર્યાં અને પાછું ચાલવા માંડ્યું.

બદરીપુરીના પાદરમાં જ પહાડી સ્ત્રીઓનું ટોળું મળ્યું. તેઓ હસતી હસતી પોતાને કામે જતી હતી. લાલ ગુલાબી મોંવાળી તંદુરસ્ત અને જુવાન સ્ત્રીઓએ અમને ખૂબ આકર્ષ્યાં. દૂરથી ટોળાને જોઈને મેં મારો કેમેરા કાઢયો. ટોળું નજીક આવ્યું કે મેં "મુવી" શરૂ કર્યો પણ એ સ્ત્રીઓ ખૂબ જ શરમાઈ અને મોં ઢાંકીને આમથી તેમ દોડવા લાગી. દશ્ય બરાબર ઝડપાયું નહિ. અમે એ લોકોને ખૂબ સમજાવ્યાં કે અમને બેત્રણ પોઝ આપો. તમને તમારો ફોટો અમે મોકલીશું. પણ એ તો શરમાઈને અર્ધાં અર્ધાં થઈ જતી હતી. શરમાયેલી સ્ત્રીઓનાં મોં પર વળી વધારે લાલાશ પ્રસરી અને એ ગોરાં ગુલાબી મોં અધિક સુંદર દેખાવા લાગ્યાં. છેવટે એ લોકો સાથે થોડી વાતો કરીને અમે આગળ ચાલ્યાં.

## ૧૪. જય શ્રી બદરીવિશાલ

बहुनि संति तीर्थानि दिवि भूमौ रसासु च ।
बदरीसदृशं तीर्थं न भूतो न भविष्यति ॥

હવે તો બદરીપુરી સામે જ, દેખાતું હતું. મંદિરનાં શિખરો સૂર્યતેજે ચમકતાં હતાં. બદરીપુરી અલકનંદાને પેલે કાંઠે વસેલું હોઈને એક પુલ વાટે અમે અલકનંદા પાર કરવા લાગ્યાં. ત્યાં તો સામેથી રૂમઝૂમતી ઋષિગંગા આવતી દેખાઇ. અલકનંદામાં સમાતી વખતે ઋષિગંગા પોતાના પ્રવાહને અનેક ધારાઓમાં વિભાજિત કરીને અને પોતાના પટને વિસ્તૃત કરીને અનેરું દશ્ય સર્જે છે. એનાં અત્યંત નિર્મળાં અને જરા આસમાની ઝાંયવાળાં પાણી ફીણના ગોટાઓ ઉડાડતા નાના નાના ધોધના રૂપમાં અમારા પુલ પાસેથી જ વહી રહ્યાં હતાં અલકનંદા અને ઋષિગંગા જાણે ભેગાં મળીને ગરબા લેતાં હતાં. આ મનોહર દશ્ય જોતાંજોતાં ધીમેધીમે પુલ વટાવીને અમે ગામમાં દાખલ થયાં. રસ્તો નાનો અને સાંકડો હતો છતાં ધ્યાન ખેંચે તેટલી સ્વચ્છતા હતી. આટલી ઠંડીમાં મચ્છર, માખી તો જીવી શકે જ નહીં. એટલે એવાં જીવડાંજીવાતનો ઉપદ્રવ નહોતો. તે ઉપરાંત આસપાસની દુકાનના લોકો અને યાત્રીઓને પણ રસ્તાની સ્વચ્છતા સાચવવાનું શ્રેય આપવું ઘટે.

આ મહાન પવિત્ર ધામ નર અને નારાયણ પર્વતરાજોની વચ્ચે અને અલકનંદાની ડાબી બાજુએ વસેલું છે. ઉપર નીલકંઠ પર્વતે છાયા કરી છે. મહાભારતમાં લખ્યું છે કે નર અને નારાયણે હજારો વર્ષ સુધી શ્રી બદરીધામમાં તપશ્ચર્યા કરેલી, અને ત્યાર બાદ તેઓ શ્રી અર્જુન અને કૃષ્ણના અવતારને પામ્યા હતા. આ ગામનું પ્રાચીન નામ વિશાલાપુરી હતું. કારણ કે બધાં તીર્થો, દેવતાઓ અને ઋષિ-મુનિઓનો મોટી સંખ્યામાં અહીં પ્રગટ અને અપ્રગટ રીતે વાસ રહેતો હતો. અને નારદ મુનિએ અહીં તપ કર્યું હતું. એટલે તે વખતમાં આ પુરીને નારદક્ષેત્રથી પણ ઓળખતા હતા.

નારદીય ક્ષેત્રનું નામ સાંભળીને કલ્પના સમક્ષ માથા પર ફરફરતી શિખાવાળા અને હાથમાં વીણા, કરતાલ સાથે " નારાયણ-નારાયણ " નો સંગીતમય ઉચ્ચાર કરતા આકાશમાંથી ઊતરી આવતા નારદજી ઊપસી આવ્યા. આ નારદમુનિ મને બચપણથી જ બહુ ગમે છે. અને સદા એક આપ્તજન જેવા લાગ્યા છે. નાનપણમાં સાંભળેલી વાર્તાઓમાં આવતું એમનું પાત્ર મને સદા આકર્ષક લાગતું. આજે પણ નારદજીનું પાત્ર જેમાં આવતું હોય તે ફિલ્મ જોવી મને બહુ જ ગમે છે. એમને Roving ambassador કહી શકાય. કારણ કે દેવદેવીઓ વચ્ચે અને રાજારાણીઓ વચ્ચે મીઠો પ્રણયકલહ જગાડનારા, દેવોદેવો વચ્ચે આપસમાં ઝઘડાનું સર્જન કરનારા, દેવો અને રાજાઓ વચ્ચે પોતાની ટીંખળી મનોવૃત્તિ સંતોષવા ટંટો ઉત્પન્ન કરવાવાળા, અને છેવટે એક જ રાજાની અનેક રાણીઓમાં અંદરોઅંદર વાદવિવાદ અને કવચિત્ થોડો દ્વેષ ઉત્પન્ન કરાવનાર નારદજી પાછા એક સન્માનનીય વિષ્ટિકાર, સંદેશવાહક, અને સલાહકાર પણ હતા. ઝઘડો ઉત્પન્ન કરાવીને પાછા પોતે કાંઈ જ જાણતા નથી એવી તટસ્થવૃત્તિ ધારણ કરીને ઘણીવાર એનો નિવેડો પણ પોતે જ લાવતા. એવા આ નારદજીમાં પોતાની અટકચાળી અને રમૂજી મનોવૃત્તિને સંતોષવા સિવાય બીજા કોઈ દુષ્ટ હેતુનું આરોપણ ન કરી

શકાય. તેઓ જ્યાંજ્યાં જતા ત્યાંત્યાં તેમની અત્યંત આદરસહ પરોણાગત થતી. મહાન રાજાની રાણી પણ તેમના પગ ધોઈને પૂજતી, આસન પાથરીને પ્રેમથી જલપાન કરાવતી અને પોતાના સુખદુઃખની વાતો કરીને મન હળવું કરતી

એકધારા ચાલતા દાંપત્યપ્રેમમાં, એકધારા ચાલતા સંસારમાં, એકધારી મિત્રાચારીમાં અને એકધારા રાજવહીવટમાં એમની આવી જાતજાતના તુક્કાઓ લડાવવાની આદતથી વૈવિધ્ય આવતું, નાવિન્ય આવતું, રસિકતા આવતી, અને આવા એકધારાપણાના બોજ તળે કચડાયેલું, દબાયેલું જીવન પાછું હળવું ફૂલ બનીને પાંગરતું અને આનંદમય બનતું.

વીણા વિનાના નારદજીને કલ્પવા અશક્ય છે. અને તો એ આદિ સંગીતાચાર્ય જેવા જ લાગે છે. તેઓ પોતાના મંત્રબળે સ્વર્ગલોક અને મૃત્યુલોકમાં વિના રોકટોક વિચરી શકતા અને જ્યાંજ્યાં એમની જરૂર પડે ત્યાંત્યાં વીણા, કરતાલ સાથે ગાતાગાતા પહોંચી જતા. અને પોતાના ગાનથી લોકોનાં ક્રોધ અને પરિતાપ દૂર કરતા. સંગીતનો જીવનના દરેક ક્ષેત્રમાં એ સફળ રીતે ઉપયોગ કરી જાણતા. એમણે બધાંને ગાતાં કર્યાં. અહીં નારદીય ક્ષેત્રમાં એમણે શીખવેલું ગાન બધી જ જગાએથી સંભળાય છે. સારીયે નિસર્ગ ગાતી હતી, ઝરણાં ગાતાં હતાં, અલકનંદા તો વળી એમની માનીતી શિષ્યા હોય તેમ બહુ જ સુંદર ગાતી હતી, પંખીઓ ગાતાં હતાં. હિમાચ્છાદિત પહાડોનાં શૃંગોમાંથી પણ જાણે સંગીત ઝરતું લાગતું અને આ ક્ષેત્રમાં નવાનવા આવતા માનવીઓ પણ આ અસરમાંથી મુક્ત નહોતા. નાના ગાય, મોટા ગાય અને ૮૦ વર્ષના વૃદ્ધો પણ પોતાના ખખડી ગયેલા કંઠમાંથી રાગ કાઢવાની કોશિશ કરે. નારદમુનિએ આ ભૂમિને આપેલું શિક્ષણ વ્યર્થ નથી ગયું એમ લાગ્યું.

બદરી શબ્દનો અર્થ "બોર" એવો થાય છે. એમ કહેવાય છે કે પ્રાચીન કાળમાં અહીં જંગલી બોર બહુ મોટા પ્રમાણમાં થતાં હતાં એટલે એ ઉપરથી બદરીપુરી નામ રાખવામાં આવેલું. ભગવાન શ્રી કૃષ્ણે પોતાના વિયોગથી પરિતપ્ત શ્રી ઉદ્ધવજીને અહીં જ તપ કરવા મોકલ્યા હતા અને એમને એવો વિશ્વાસ આપ્યો હતો કે ત્યાં હું સદા તારા સાનિધ્યે રહીશ. આજે પણ ઉદ્ધવજીની ચાખડીઓ મંદિરમાં પૂજાય છે.

આ સ્થાન સમુદ્રની સપાટીથી ૧૦,૨૪૪ ફૂટની ઊંચાઈ પર છે. ગામની લંબાઈ લગભગ એક ફર્લાંગ જેટલી છે. પહેલાં લાંબી અને સાંકડી સડકની બન્ને બાજુએ દુકાનો નજરે પડે છે. તેમાં યાત્રીઓને જરૂરિયાતની વસ્તુઓ મળી રહે છે. બાકી હિમાલયની જાતજાતની ઔષધિઓ, સુંદર મુલાયમ ચામડાં, ચમરી ગાયની સુંદર ગુચ્છાદાર પૂંછડીઓ, તરેહતરેહનાં ફોટોગ્રાફ, મૂર્તિઓ, તાંબા-પિત્તળનાં કોતરણીવાળાં વાસણો, યાત્રાસ્થાનનાં ફોટો-આલ્બમ ધાર્મિક અને યાત્રાસ્થાનોની માહિતી આપતાં પુસ્તકો, ભગવાનને ધરવાની ચીજો, મેવા, મીઠાઈ, રમકડાં વગેરેની દુકાનો છે. ઉપરાંત ગરમ ગરમ પૂરી, શાક, શીરો, અથાણું વગેરે પણ સ્વચ્છતાથી દુકાનોમાં બનાવી આપવામાં આવે છે. યાત્રીઓને ગરમ ઓઢવા-પાથરવાનાં અને પહેરવાનાં કપડાં સુધ્ધાં ભાડેથી મળી શકે છે.

શ્રી બદરીપુરી અલકનંદાને ડાબે કાંઠે વસેલું હોઈને તદ્દન નજીકમાં જ મોટામોટા પર્વતોની હારમાળા છે. શીત કાળમાં આ પર્વતો અને આખી બદરીપુરી બરફથી ઢંકાઈ જાય છે. તેમાં લગભગ દરેક વર્ષે આ પર્વતો પરથી "અવેલેંશ"-હિમપ્રપાત આ પુરી પર ત્રાટકે છે. અને ગામનાં મકાનો, મંદિરો વગેરેને ઘણું નુકસાન થાય છે. તદુપરાંત પર્વતોમાંથી નાનાંમોટાં ઝરણાં સતત વહ્યાં કરે છે. તે ગામનાં મકાનો નીચેથી અને સડક નીચેથી વહીને અલકનંદામાં

મળી જાય છે. આ ઝરણાં સતત જમીનને કોરી નાખતાં હોય છે. જ્યારે અંદરનું પોલાણુ અત્યંત મોટું થઈ જાય છે ત્યારે ત્યાં ઉપર આવેલું મકાન, ધર્મશાળા, સડક જે કંઇ હોય તે ધસી પડે છે. આવી જ રીતે એક વખત એક સ્ટેટનાં મહારાણીનો રસાલો મુખ્ય સડક પરથી પસાર થઈ રહેલો તે વખતે સડકનો મોટો ભાગ નીચે વહેતા ઝરણામાં તૂટી પડયો. રાણીને આ વાતની જાણ થઈ. એણે જાતે ત્યાં દેખરેખ રાખીને પથ્થરની મજબૂત સડક બંધાવી આપી. દર વરસે થતા નુકસાનથી બદરીધામના કર્મચારીઓ અને ઉત્તર પ્રદેશની સરકાર એ બાબતમાં વિચાર કરી રહી છે. એક સૂચના એવી છે કે બદરીપુરીને અલકનંદાને જમણે કાંઠે ખસેડવી. કારણ કે ત્યાં આગળ પર્વતો જરા દૂર છે અને નદી અને પર્વતોની વચમાં સારો એવો પ્રદેશ "એવેલેંશ" અને એવા બીજા ભયોથી મુક્ત છે. હાલમાં ત્યાં આગળ ગાય, બકરાં, ઘેટાંનું ચરિયાણુ જેવું છે. પણ આમાં એક મુખ્ય પ્રશ્ન એ નડે છે કે તો પછી શ્રી બદરીનાથના પ્રાચીન મંદિરનું શું થાય? આ મંદિરને ત્યાંથી શી રીતે ખસેડાય? એક રસ્તો એવો નીકળી શકે કે મંદિર ભલે છે ત્યાં ને ત્યાં જ રહ્યું. એની પર્વત તરફ પડતી બાજુએ ખૂબ મજબૂત અને એવલેંશની સામે ટક્કર લઈ શકે તેવી દિવાલ બનાવવી. બાકી આખું ગામ જે દરવર્ષે ખૂબ નુકસાની સહન કરે છે તે અલકનંદાની જમણી બાજુ વસાવવું અને અલકનંદા પરનો પૂલ હમણાં જે ગામને નાકે છે તેવા બેત્રણ પૂલો થોડેથોડે અંતરે મંદિરની સામે જ રચવા એટલે ગામમાંથી મંદિર તરફ યાત્રીઓ કશી ભીડ મચાવ્યા વગર આવી શકે. ગામથી મંદિર થોડું દૂર હોય તેમાં ઘણા ફાયદા છે. આ સૂચના કેટલી વ્યવહારુ છે તે તો ત્યાં હંમેશ રહેનારા અને ત્યાંના અભ્યાસીઓ જ કહી શકે. અલબત્ત શરૂમાં ખર્ચ ઘણો થાય. પણ સરવાળે દર વર્ષે થતા નુકસાન અને સમારકામનો ખર્ચ ગણીએ તો અમુક વર્ષે જે ઘણી મોટી રકમનો અંદાજ થાય તેની સાથે સરભર થઈ જાય.

ધીમેધીમે બજાર વટાવીને અમે મંદિરના સિંહદ્વાર પાસે પહોંચ્યાં. મોટામોટાં પગથિયાં ચઢીને મંદિરના વિશાળ પ્રાંગણમાં આવ્યાં. ત્યાં શ્રી ગરુડજીની શ્યામ મૂર્તિનાં દર્શન કરીને પછી અંદર ગયાં. અંદર શ્રી બદરીનાથજીની અત્યંત સુશોભિત અને અલંકાર-યુક્ત મૂર્તિનાં દૂરથી દર્શન કરીને પાછાં વળ્યાં. અમે નાહ્યાધોયા વિના સીધાં જ ગયેલાં એટલે ભગવાનની નજીક જવાનું મન ન થયું. પણ એના ધામમાં આવીને એના દર્શન વગર બીજું કંઈ પણ કરવું ઉચિત ન લાગ્યું. મંદિરની કમિટી તરફથી અમને મંદિરના આંગણા-નાજ એક અતિથિગૃહમાં ઊતરવાનો પ્રબંધ કરવામાં આવ્યો હતો. ઈલેક્ટ્રીક લાઈટ, સગડીઓ, બાથરૂમ વગેરે આધુનિક સગવડોથી યુક્ત આ અતિથિગૃહ જોઈને અમને ખૂબ નિરાંત થઈ. છેલ્લા થોડા દિવસ-થી ખૂબ અગવડ ભોગવી હતી એટલે અહીં આવીને ખૂબ આનંદ અને આરામ લાગ્યો. અમારા રૂમની ત્રણ બારીઓ મંદિરના આંગણામાં પડતી હતી. અને ગેલેરીનું બારણું બહાર બજારમાં પડતું હતું. સામેથી સડક અને મકાનો દેખાતાં હતાં. પાછળ જોરમાં વહેતી અલકનંદાનો ઘૂઘવાટ માત્ર સંભળાતો હતો અને તેની પેલી બાજુના ટેકરા અને થોડે દૂર હિમાચ્છાદિત પર્વતો દેખાતા હતા. લગભગ સાડાઆઠ-નવનો સુમાર થયો હતો. સૂર્યનો તાપ ઠીકઠીક વધવા માંડ્યો હતો અમારાં ઠંડીથી અકડાઈ ગયેલાં અંગોમાંથી ધીમેધીમે ઠંડી ઓગળતી હતી. શ્રી મંદિરનો પ્રસાદ આવ્યો અને સાથે આવેલું મરચાં, લીંબુ અને કારેલાંનું અથાણું અમારા મોળાઈ ગયેલા મોઢાને ખૂબ સ્વાદિષ્ટ લાગ્યું. જમીને થોડો આરામ કરતાં હતાં પણ ખુલ્લી બારીમાંથી મંદિરના આંગણામાં ભેગાં થયેલાં સ્ત્રીવૃંદોનાં ગીતો ખૂબ જોરથી સંભળાવા લાગ્યાં. આ ગીતો શ્રી ગરુડજીની પ્રશસ્તિનાં હતાં. અમે ઊઠીને આંગણામાં જોયું તો સુંદર વસ્ત્રાલંકારોથી સજ્જ થયેલી સ્ત્રીઓ શ્રી ગરુડ ભગવાનની પૂજા કરી રહી હતી અને નાના પ્રકારના સુંદર વાઘા, કેડિયાં, ટોપીઓ અને અલંકારો પહેરાવી

રહી હતી. આ જોવાની ખૂબ મઝા પડી. લગભગ કલાકેક સુધી અમે જોયા કર્યું, પણ ભીડ ઓછી થતી નહોતી. હવે આરામ કરવાને બદલે કામે લાગવું ઠીક લાગ્યું. અહીંની ઠંડીમાં થાક અને આળસ મુદ્દલ જણાતાં નહોતાં. એક જાતની નવીન સ્ફૂર્તિનો અનુભવ થતો હતો. તપ્તકુંડમાંથી ગરમ પાણી મંગાવીને એકઠાં થયેલાં ૬૦-૭૦ કપડાં ધોઈ કાઢ્યાં. એને મૂકવતાં બિચારી આરતીનું કાંડું ખડી ગયેલું. પછી નાહી તૈયાર થઈને ફરવા નીકળી પડ્યાં. મંદિરમાં આરતી થવાને હજુ ઘણી વાર હતી. તેટલામાં ગામમાં લટાર મારી લીધી. પોસ્ટઓફિસે જઈને તારટપાલ પતાવ્યાં. બાજુમાં એક વૈદરાજનું દવાખાનું નજરે પડ્યું ત્યાં આરતી માટે ઉધરસની દવા લીધી અને કાંડે મજબૂત પાટો બંધાવ્યો. આ દવાખાનું અને વૈદરાજ બધાં યાત્રીઓને ખૂબ મદદકર્તા થઈ પડે છે. મંદિરમાં પહોંચ્યાં તો હજુ આરતીને એક કલાકની વાર હતી. મંદિરની પરિક્રમ્મા કરતાં ડાબી બાજુએ ભોગમંડી છે, તેમાં ભગવાનનો પ્રસાદ રંધાય છે. પાસે શ્રી લક્ષ્મીજીનું મંદિર છે. આગળ વધતાં મંદિરની ઓફિસ અને અંદર શ્રી શંકરાચાર્યની સંગેમરમરની મૂર્તિ છે. પરિક્રમ્માની જમણી બાજુએ ઘંટાકર્ણની મૂર્તિ અને ત્યાં એક મોટો ઘંટ બાંધેલો છે. તે પહેલા વિશ્વયુદ્ધ બાદ ગઢવાલી સૈનિકોએ મંદિરમાં ચઢાવ્યો હતો. અહીં એક મોટી વિશાળ ઓસરી છે. ત્યાં વહેલી પરોઢથી માંડીને રાતના બાર વાગ્યા સુધી અખંડ ભજનકીર્તન થયા કરે છે.

શ્રી બદરીનાથજીની વર્તમાન મૂર્તિ પ્રાચીન કાળની જ છે. તેને શ્રી નારદજી પૂજતા હતા. બૌદ્ધ સમયમાં આ મૂર્તિને અલકનંદામાં આવેલા નારદકુંડમાં બૌદ્ધ લોકોએ નાખી દીધી હતી. સાતમી અથવા આઠમી શતાબ્દિમાં કોઈ ઈશ્વરીય પ્રેરણાથી પ્રેરિત આદિગુરુ શ્રી શંકરાચાર્ય દક્ષિણ ભારતથી અહીં આવ્યા અને આ મૂર્તિને નારદકુંડમાંથી બહાર કાઢીને તપ્તકુંડની પાસેની ગરુડકોટી ગુફામાં એની સ્થાપના કરી. ત્યારથી શ્રી બદરીનાથજીની પૂજા દક્ષિણ ભારતના

રહી હતી. આ જોવાની ખૂબ મઝા પડી. લગભગ કલાકેક સુધી અમે જોયા કર્યું, પણ ભીડ ઓછી થતી નહોતી. હવે આરામ કરવાને બદલે કામે લાગવું ઠીક લાગ્યું. અહીંની ઠંડીમાં થાક અને આળસ મુદ્દલ જણાતાં નહોતાં. એક જાતની નવીન સ્ફૂર્તિનો અનુભવ થતો હતો. તપ્તકુંડમાંથી ગરમ પાણી મંગાવીને એકઠાં થયેલાં ૬૦-૭૦ કપડાં ધોઈ કાઢ્યાં. એને સૂકવતાં બિચારી આરતીનું કાંડું ખડી ગયેલું પછી નાહી તૈયાર થઈને ફરવા નીકળી પડ્યાં. મંદિરમાં આરતી થવાને હજુ ઘણી વાર હતી. તેટલામાં ગામમાં લટાર મારી લીધી. પોસ્ટઓફિસે જઈને તારટપાલ પતાવ્યાં. બાજુમાં એક વૈદરાજનું દવાખાનુ નજરે પડ્યું ત્યાં આરતી માટે ઉધરસની દવા લીધી અને કાંડે મજબૂત પાટો બંધાવ્યો. આ દવાખાનું અને વૈદરાજ બધાં યાત્રીઓને ખૂબ મદદકર્તા થઈ પડે છે. મંદિરમાં પહોંચ્યાં તો હજુ આરતીને એક કલાકની વાર હતી. મંદિરની પરિકમ્મા કરતાં ડાબી બાજુએ ભોગમંડી છે, તેમાં ભગવાનનો પ્રસાદ રંધાય છે. પાસે શ્રી લક્ષ્મીજીનું મંદિર છે. આગળ વધતાં મંદિરની ઑફિસ અને અંદર શ્રી શંકરાચાર્યની સંગેમરમરની મૂર્તિ છે. પરિકમ્માની જમણી બાજુએ ઘંટાકર્ણની મૂર્તિ અને ત્યાં એક મોટો ઘંટ બાંધેલો છે. તે પહેલા વિશ્વયુદ્ધ બાદ ગઢવાલી સૈનિકોએ મંદિરમાં ચઢાવ્યો હતો. અહીં એક મોટી વિશાળ ઓસરી છે. ત્યાં વહેલી પરોઢથી માંડીને રાતના બાર વાગ્યા સુધી અખંડ ભજનકીર્તન થયા કરે છે.

શ્રી બદરીનાથજીની વર્તમાન મૂર્તિ પ્રાચીન કાળની જ છે. તેને શ્રી નારદજી પૂજતા હતા. બૌદ્ધ સમયમાં આ મૂર્તિને અલકનંદામાં આવેલા નારદકુંડમાં બૌદ્ધ લોકોએ નાખી દીધી હતી. સાતમી અથવા આઠમી શતાબ્દિમાં કોઈ ઈશ્વરીય પ્રેરણાથી પ્રેરિત આદિગુરુ શ્રી શંકરાચાર્ય દક્ષિણ ભારતથી અહીં આવ્યા અને આ મૂર્તિને નારદકુંડમાંથી બહાર કાઢીને તપ્તકુંડની પાસેની ગરુડકોટી ગુફામાં એની સ્થાપના કરી. ત્યારથી શ્રી બદરીનાથજીની પૂજા દક્ષિણ ભારતના

નાંબુદી બ્રાહ્મણો જ કરે છે. તેમને "રાવલ" કહેવામાં આવે છે. ભગવાનનું વર્તમાન મંદિર પંદરમી શતાબ્દિમાં શ્રી ગઢવાલનરેશે ચણાવેલું અને મંદિર ઉપરનો સોનાનો કલશ ઇન્દોરની પ્રસિદ્ધ રાણી અહલ્યાબાઈએ ચઢાવેલો. શિયાળામાં ગામ અને મંદિર બધું બરફથી ઢંકાઈ જાય છે એટલે ૧૫-૨૦ નવેમ્બરે મંદિરનાં દ્વાર ૭ મહિના માટે બંધ થાય છે. પણ ત્યાં આગળ એક અખંડ જ્યોત સદા જલતી જ રહે છે. પાછાં ૧૦ અથવા ૧૨ તારીખે મે મહિનામાં આ દ્વાર ખૂલે છે. તે વખતે જ્યોત એમની એમ જ જલતી દેખાય છે. ભગવાનની મૂર્તિને રાવલજી અને એમના એક સહાયક સિવાય બીજું કોઈ અડી શકતું નથી. એ દેવખંડમાં બીજા કોઈને જવાનો અધિકાર નથી. આ રાવળજી આજન્મ બ્રહ્મચારી હોય છે અને ખૂબ નિસ્પૃહી હોય છે. એમનો માનમરતબો ખૂબ જળવાય છે. હમણાં હમણાં મંદિરની નવી કમિટી થઈ છે, અને મંદિરના આખા તંત્રમાં ફેરફાર થયો છે. તેમાં રાવળજી માટે પણ સમયમર્યાદા નક્કી થઈ છે.

આરતીટાણું થઈ ગયું હતું. અમે મંદિરમાં ગયાં. આટલા સાન્નિધ્યેથી ભગવાનનાં દર્શન કરીને મન આનંદવિભોર બની ગયું. આરતી શરૂ થઈ ગઈ. ઝાલર વાગવા લાગી. અનેક ઘંટોના નાદે વાતાવરણ ગાજી ઊઠ્યું. શંખ ફૂંકાયો, પૂજારીઓ, મંદિરના કર્મચારીઓ અને ભાવિક જનોનાં મુખેથી સુંદર શ્લોકો વહેવા લાગ્યા. વાતાવરણ અત્યંત ભક્તિમય બની ગયું. અમે તો ભગવાન સામે દૃષ્ટિ રાખીને જોઈ જ રહ્યાં. વસ્ત્રાલંકાર તો સુંદર હતાં જ, પણ એમની શ્યામ મૂર્તિ જ અત્યંત મનોહર અને આકર્ષક લાગી. પદ્માસન વાળીને બેઠેલી આ યોગમૂર્તિમાં પહેલા જૈન તીર્થંકર શ્રી ઋષભદેવજી અથવા આદિશ્વર ભગવાનનાં દર્શન થતાં હતાં. વળી વિચાર કરતા બુદ્ધ ભગવાનની મૂર્તિ હોય તેવું પણ લાગતું હતું. કવચિત્ વિષ્ણુ ભગવાનની પણ ઝાંખી થતી હતી. કોઈ પણ ધર્મના લોકો પોતાના ઇષ્ટદેવનાં

દર્શન આ મૂર્તિમાં કરી શકે એવો એમાં ચમત્કાર છે, તે પ્રત્યક્ષ અનુભવ્યું. હાથ પર ભીનો ટુવાલ રાખીને સહસ્ર જ્યોતોવાળી આરતી ઉતારતા વયોવૃદ્ધ રાવળજી પણ દર્શનીય લાગ્યા. ભગવાનની પાસે નર, નારાયણ, કુબેરજી, ઉદ્ધવજી તથા ગરુડજીની મૂર્તિઓ પણ બિરાજમાન હતી. આરતી ઊતરી રહી. આરકા લેવાઈ ગઈ. બીજી તરફ જોયું તો ભગવાનને ભેટ ચઢાવનારાઓની જબરી ભીડ જામી હતી. મંદિરની વચ્ચે એક મોટી લોખંડની પેટી હતી અને તેની ઉપર એક ચાંદીની મોટી કુંડી રાખી હતી. ભાવિક જનો એ કુંડીને પાંચસાત મિનિટમાં જ રૂપિયા, નોટો અને અલંકારોથી છલકાવી દેતા હતા. થોડી થોડીવારે પેલી લોખંડની પેટી ખોલીને કુંડીને એમાં ઠાલવી નાખવામાં આવતી અને વળી પાછી પાંચસાત મિનિટમાં તે ભરાઈ જતી. આવો ક્રમ ચાલ્યા જ કરતો હતો. અહીં પણ પાછું એ જ પાવનકારી દશ્ય જોતાં જોતાં આંખોમાં હર્ષાશ્રુ આવી જતાં હતાં. ભાવિક જનોના પ્રેમાવેશનો કાંઈ પાર નહોતો. આને પ્રેમાવેશ કહું કે પ્રેમોન્માદ કહું ? ઉન્માદ જ વધારે બંધ બેસતો શબ્દ થશે પ્રભુદર્શને ઘેલા બનેલા લોકો વધારે ને વધારે નજીક આવીને દર્શન કરવા માગતા હતા અને જેટલો બને તેટલો વધારે વખત ભગવાનની સાન્નિધ્યે રહીને પોતાની આંખોને અને હૃદયને તૃપ્ત કરવા માગતા હતા. કોઈ પોતાનાં ગામઠી ગીતોમાં ભગવાનની પ્રશસ્તિ ગાતા હતા, તો બીજાઓ વળી કાલીઘેલી ભાષામાં ભગવાન પાસે પોતાનું હૃદય ખોલતા હતા, અને પોતાનું અભિષ્ટ પ્રાર્થતા હતા. તરેહતરેહના રાગ, તરેહતરેહનાં સ્ત્રી–પુરુષોના કંઠમાંથી નીકળતા અવાજો, એ બધાથી જરા ઘોંઘાટ તો લાગતો હતો, પણ એમાં શ્રદ્ધા, પ્રેમ અને ભક્તિની જે એકરાગતા હતી, તેમાંથી એક પ્રકારનું અત્યંત પાવનકારી વાતાવરણ સર્જાતું હતું. આ પવિત્ર વાતાવરણમાં થોડી ક્ષણો ગાળવા માટે અમે ધન્યતા અનુભવી. એક ૮૦–૮૫ વર્ષની વૃદ્ધા પોતાની થરથરતી કાયાને લાકડીને ટેકે ટેકવતી મહામહેનતે જરા આગળ આવી. વારંવાર એનો જમણો

હાથ લાંબો થતો હતો, પણ બીજા અવાજોમાં એના તરફ કોઈનું ધ્યાન જતું નહોતું. પાસે જઈને પૂછ્યું તો માલૂમ પડ્યું કે એના એકના એક યુવાન પુત્રની ગંભીર માંદગી વખતે એણે માનતા માનેલી કે પુત્ર સાજો સારો ઊઠે તો શ્રી બદરીનાથની પૈદલયાત્રા કરવી અને પોતાની પાસે બચેલું છેલ્લું ધન–પોતાનાં બે સોનાનાં કર્ણફૂલ ભગવાનને ચઢાવવાં. એમાંથી એક પ્રસાદરૂપે પાછું લઈ જઈને પુત્રને કાને પહેરાવવું. ડોસી ભિખારી વાત કરતાં કરતાં રડી પડી કે બે દિવસથી મહેનત કરું છું, પણ ભગવાને મારી ભેટ હજુ સ્વીકારી નથી. મારે શું નિરાશ થઈને જ પાછું જવું પડશે? ભગવાન મારા અને મારા પુત્ર પર પ્રસન્ન નહીં થાય? એના ભોળા અને સરળ હૃદયની આ આર્ત વાણી સાંભળીને અત્યંત દુઃખ થયું. એમને સ્વસ્થ ઊભાં રાખીને આશ્વાસન આપ્યું, અને કર્ણફૂલો પૂજારી પાસે પહોંચાડયાં. પૂજારીએ એને ભગવાનને ચરણે ધર્યાં અને એક કર્ણફૂલ, થોડો પ્રસાદ અને ભગવાનને ચડેલા ફૂલહાર સાથે પાછું આપ્યું. માજી આ બધી ક્રિયા નિહાળી રહ્યાં હતાં. બીજું કર્ણફૂલ એમના હાથમાં પાછું આવતાં તેઓ આનંદથી ગદ્ગદ થઈ ગયાં અને અત્યંત ભાવથી અને સંતોષથી પ્રણામ કરીને લાકડીને ટેકેટેકે પાછાં વળ્યાં. એક બીજું જુવાન ગામડી જોડકું ક્યારનું આગળ આવવા મથામણ કરી રહ્યું હતું. તેઓ થોડી મહેનતે આગળ આવ્યાં. એમની પાસેથી માલૂમ પડ્યું કે તેઓ એક બીજાં સાથે પરણવા માગતાં હતાં, પણ નાત-જાતના અને કુટુંબી જનોના કાંઈક વાંધા હોવાથી પરણી શકતાં નહોતાં. એટલે માનતા માની કે જો લગ્ન શક્ય બનશે તો લગ્ન પછી તરત જ પગે ચાલીને શ્રી. બદરીનાથની યાત્રા કરવી અને ભગવાનને સોનાની વીંટી ચઢાવવી. અત્યંત આતુર હૃદયે તેઓ પ્રતીક્ષા કરી રહ્યાં હતાં કે ક્યારે તેમનો વારો આવે. છેવટે એમની ભેટ પણ ભગવાનના ચરણોમાં પડી. અત્યંત આનંદ અને પ્રસન્નતા સાથે તેઓ પ્રસાદ લઈને પાછાં ફર્યાં. જાણે આ મહાન તીર્થનો મહિમા વર્ણવતું

અને એને ચરિતાર્થ કરતું એક સચિત્ર અને જીવંત કાવ્ય અમારી આંખો જોઈ રહી હતી. શ્રદ્ધા અને ભક્તિનાં આવાં મંગલકારી દશ્યો થોડી પળોમાં પણ અમે ઘણાં જોયાં, અને ગૌરવ અનુભવ્યું કે આવા અભણ અને અશિક્ષિત મનાતા પણ વાસ્તવમાં ખરેખરા સંસ્કારી લોકો દ્વારા જ આપણી ભારતભૂમિ પુણ્યભૂમિ બની રહી છે. અહીં શ્રી ઉમાશંકર જોશીની પંક્તિઓ ખૂબ યાદ આવતી.

ને એ સ્થળે તો લઘુ માનવી મટી
બની રહું રાષ્ટ્ર – વિરાટ-ચેતના.
પ્રજાપ્રજાના ઉર – સ્પંદ – તાને
ગૂંજી રહું ઊર્મિલ એકપ પ્રેરણા.

અંદરની વિધિ સંપૂર્ણ થતાં રાવળજી બહાર નીકળ્યા. કોઈ એક તપસ્વી જેવા તેજ સાત્વિકતા અને ગૌરવથી એમનું મુખારવિંદ ચમકી રહ્યું હતું. ભગવાનની સેવાપૂજા એ જ પોતાના જીવનનું પરમ લક્ષ્ય માનતા અને અથાકપણે પરોઢથી માંડીને રાતના દસ વાગ્યાની નિર્વાણ-આરતી સુધી સતત એ જ કાર્યમાં અત્યંત પ્રસન્ન ચિત્તથી સંલગ્ન એવા આ રાવળજીનાં દર્શન કરીને ખૂબ પ્રસન્નતા અને ધન્યતા અનુભવી. લોકોએ આદરથી એમને જવાનો માર્ગ કરી આપ્યો. બધાંના નમસ્કાર ઝીલતા ઝીલતા તેઓ મંદ ગતિથી બહાર નીકળ્યા. અમે પણ બહારના ચોકમાં આવ્યાં. લોકોની ભીડ અને અવાજોમાંથી પણ શુદ્ધ અને શાસ્ત્રીય ઢબે ગવાતો પુરિયા રાગ અમારા કાનને આકર્ષી ગયો. રાગની દિશામાં અમે ચાલ્યાં તો પેલી ભજન-કીર્તન કરવાની ઓસરીમાં જ સત્સંગી સ્ત્રીપુરુષોની ઠઠ જામી હતી. અને પાટ પર બેસીને સાક્ષાત શંકરના અવતારરૂપ જટાદાઢીવાળા એક મહાત્મા તંબુરા સાથે ઉપરોક્ત રાગમાં સુરસરિ ગંગામાહાત્મ્યનું એક ભજન ગાઈ રહ્યા હતા. મહારાજનો સંસ્કારી કંઠ વાતાવરણમાં ગૂંજી ઊઠ્યો હતો, લોકો તન્મય બનીને સાંભળતા હતા. અમને પણ આજે ઘણા વખતે આવું સુંદર સાંભળવાનું મળ્યું એટલે ખૂબ આનંદ થયો, અને ત્યાં જ બેઠક જમાવી. ખુલ્લી ઓસરીમાં ઠંડી ખૂબ લાગતી હતી.

છતાં એની પરવા કર્યા વગર લોકો આનંદમગ્ન બનીને સાંભળતાં હતાં. ભજન પૂરું થયા બાદ ધૂન ઉપાડી. તિલકકામોદમાં ગવાતી આ "બદરી નારાયણ, નારાયણ, નારાયણ"ની ધૂન લોકોએ ઝીલી લીધી. નવ વાગવા આવ્યા હતા. કોઈને જવાનું મન નહોતું થતું. હવે નિર્વાણદર્શનને બહુ વાર નહોતી. એટલે ઉતારે જઈને જમી પરવારવા કરતાં અહીં જ એટલો વખત ગાળવાનું વધારે ગમ્યું.

આ નિર્વાણઆરતી વખતે ભગવાનનાં વસ્ત્ર, અલંકારો અને આગળપાછળનો બધો જ શણગાર ઉતારી લેવામાં આવે છે. આ સમયે આપણને ભગવાનની ખુલ્લી મૂર્તિનાં દર્શન મળે છે. કાળા પાષાણની આ મૂર્તિ વર્ષોના ઘસારાથી જરા ધૂંધળી બની ગઈ છે. પણ એમનો આકાર સ્પષ્ટ છે, અને વસ્ત્રાલંકાર સજાવ્યા પછી તો બહુ જ સગુણ અને સજીવ લાગે છે. નિર્વાણ વખતે માત્ર એમના વક્ષસ્થળે અને કપાળે લગાડેલા ચંદનકેસરના જથ્થાને એમ ને એમ રહેવા દેવામાં આવે છે. આરતી ઊતરી રહ્યા પછી એક સાદું વસ્ત્ર એમને ઓઢાડવામાં આવે છે. બીજે દિવસે વહેલી સવારે પાછાં નિર્વાણ-દર્શન થાય છે તે વખતે પેલા ચંદનકેસરના જથ્થાને ભાવિક જનોમાં પ્રસાદરૂપે વહેંચવામાં આવે છે. ભગવાનને સ્નાન કરવાની બહુ જ સુંદર વિધિ થાય છે. સ્નાન બાદ એમને વિવિધ પ્રકારનાં વસ્ત્રાલંકારોની સજાવટ થાય છે અને પછી આરતી ઊતરે છે. આ દરમિયાન શ્લોકો વગેરે ચાલુ જ હોય છે. આ બધું લગભગ એક કલાક ચાલે છે. પછી સવારના ૯ વાગ્યાથી પૂજા, વિષ્ણુસહસ્ર નામ, કોઈને ખાસ પૂજા કરાવવી હોય તો તે એમ બધું શરૂ થાય છે.

ઠંડીમાં પણ અંદર બીજું ઠંડુ પાણી ઉમેરીને જ સ્નાન કરી શકાય. ઘણા લોકો કુંડમાં પણ સ્નાન કરે છે. પણ તરત જ બહાર નીકળી આવવું પડે છે, કારણ કે ગરમીથી અને વરાળથી અંધારાં અને ચક્કર આવી જાય છે. આખો વખત એમાંથી વરાળ નીકળ્યા જ કરે છે. આ કુંડ આ ધામમાં એક મોટા આશીર્વાદ સમાન છે. અહીંની સખત ઠંડીમાં આ કુંડના ગરમ પાણીને લઈને લોકોને ત્યાં જીવવાનું અને રહેવાનું શક્ય બની શક્યું છે. આ કુંડનું પુરાણોમાં બહુ મોટું માહાત્મ્ય વર્ણવામાં આવ્યું છે. હજારો ચાંદ્રાયણવ્રતોથી અને કરોડો કૃચ્છવ્રતોથી જે ફળ નથી મળતું તે ફળ આ અગ્નિતીર્થ અથવા તપ્તકુંડના સ્નાનથી મળે છે.

આ કુંડના પાણીમાં ગંધકનું પ્રમાણ સારી પેઠે લાગે છે. પાણીની ગરમી ૧૨૯° ફેરનહાઈટ રહે છે. ગમે તેવી ઠંડી અને વરસાદમાં આ ગરમી એકસરખી જ રહે છે. અહીંથી થોડાં જ ડગલા દૂર બરફ જેવું શીતળ પાણી વહાવતી અલકનંદા દોડે છે. કુદરતની કેવી કરામત ! યાત્રાળુઓથી તપ્તકુંડ ભરચક રહે છે. મંત્રોચ્ચારો અને આનંદના અવાજો સાથે તેઓ અંદર ઝંપલાવે છે અને એ જ ઉત્સાહના આવેશમાં એ અસહ્ય ગરમ પાણીમાં નાહીને બહાર આવે છે. વસ્ત્રો બદલતા યાત્રાળુઓ અને પૂજાવિધિ કરાવનારા પંડાગોરોથી કુંડની આસપાસ સારી જેવી ભીડ જામેલી રહે છે. અમે પણ અહીં વિધિપૂર્વક પૂજા કરી. મનમાં એમ નિશ્ચય હતો કે એકાદવાર તો કુંડમાં સ્નાન કર્યાનું પુણ્ય મેળવવું જ. છતાં જ્યારે જ્યારે એવી શુભ કામનાથી કપડાં, ટુવાલો સાથે સજ્જ થઈને ત્યાં ગયાં, ત્યારે ત્યાંનો લોકસમૂહ જોતાં જ અમારી હિંમત ભાંગી જતી, અને બહાદુરીપૂર્વક પીછેહઠ કરીને બીજાઓને રસ્તો આપતાં અમે સડસટ પગથિયાં ચઢીને પાછાં ઉતારે આવી જતાં. આમાં અમારી શુદ્ધ દાનતની ખામી હતી કે પછી અમારાં પુણ્ય એટલાં

કાર્યા તે તો ભગવાન જ જાણે. છેવટે એટલું કરી શક્યાં કે ખુદ તપ્તકુંડમાં તો ન નાહી શક્યાં, પણ એ કુંડના પવિત્ર જળથી અમે અમારા બાથરૂમમાં રોજ નાહતાં એટલે એ ભાગનું જેટલું પુણ્ય હશે તે અમોએ જરૂર હાંસલ કર્યું હતું.

આ કુંડના પાણીનું પૂરેપૂરું પૃથક્કરણ કરવામાં આવે તો એમાંથી ઘણા ઔષધીય ગુણોની શોધ કરી શકાય. અને ઘણા ઘણા રોગોનાં અકસીર ઇલાજ તરીકે એને કામમાં લઈ લોકહિતાર્થે એનો બહોળો ઉપયોગ કરી શકાય. ત્યાંના લોકો પાસેથી એ જાણવા મળ્યું કે કેટલાક સાંધાનાં દરદો ઉપર એ લોકો આ પાણીના સ્નાનનો પ્રયોગ અજમાવતા હતા.

પાસે જ પ્રહ્‌લાદધારા સાધારણ ગરમ પાણી વહાવે છે. એની પાસે અત્યંત ઠંડા પાણીની ધારા કૂર્મધારા છે. તપ્તકુંડની નીચે અલકનંદામાં મોટીમોટી શિલાઓ વચ્ચે નારદકુંડ છે. તેમાં શ્રી બદ્રીનાયજીની મૂર્તિ વર્ષો સુધી પડી રહી હતી. પાસે જ બ્રહ્મકુંડ, ગૌરીકુંડ અને સૂર્યકુંડ નામે નાના નાના ગરમ પાણીના બીજા કુંડો પણ છે. આ પણ એક અદ્‌ભુત દૃશ્ય હતું કે એક તરફ તપ્તકુંડમાંના ઊકળતા પાણીમાંથી નીકળતી ગરમ ગરમ વરાળો દેખાતી હતી અને બીજી તરફ ઘુઘવાટ કરતી ધસમસતી જતી અલકનંદા પણ શિલાઓ અને પથ્થરો સાથે અથડાઈને પોતાના હિમશીતલ પાણી ઉપર ફીણ અને જલસિકરોમાંથી જરા ધૂંધળું વરાળ જેવું જ દૃશ્ય સર્જાવતી હતી. એકમાં આંગળી બોળીએ તો દાઝી જવાય અને બીજીમાં બોળીએ તો થીજી જવાય. એકસરખાં લાગતાં આ બે દૃશ્યો વિરુદ્ધ ગુણ ધરાવતાં હતાં, પણ એ કેટલાં પાસેપાસે હતાં!

આ ધામમાં પાંચ પવિત્ર શિલાઓ પણ છે : (૧) નારદશિલા, (૨) વરાહશિલા, (૩) નૃસિંહશિલા (૪) ગરુડશિલા અને (૫) માર્કંડેય શિલા.

મંદિરથી આગળ થોડેક દૂર અલકનંદાને કિનારે "બ્રહ્મકપાલ" નામનું એક તીર્થસ્થાન ખરબચડી શિલાના રૂપમાં છે. અહીં ભગવાનના મહાપ્રસાદ (રાંધેલા ભાત)થી પિતૃઓને પિંડદાન અને તર્પણ કરીને શ્રાદ્ધ કરવામાં આવે છે. એમ મનાય છે કે તેનાથી પિતૃઓને અક્ષય મુક્તિ મળી જાય છે. અને અહીં શ્રાદ્ધ કર્યા બાદ બીજી કોઈ જગાએ શ્રાદ્ધ કરવાની જરૂર રહેતી નથી.

આ સ્થાનની દંતકથા આ પ્રમાણે છે કે એકવાર બ્રહ્માજી પોતાની પુત્રી સરસ્વતી પર આસક્ત થયા, ત્યારે શિવજીએ એકદમ ક્રોધમાં આવીને બ્રહ્માજીનું માથું ધડથી જુદું કરી નાખ્યું. પણ એ માથું શિવજીના હાથમાં ચોંટી જ રહ્યું. આ માથું હાથમાંથી છોડાવવા અને બ્રહ્મહત્યાના પાપમાંથી છૂટવા શિવજી અનેક તીર્થસ્થાનોમાં ગયા. છેવટે બદરિકાશ્રમમાં પહોંચ્યા. ત્યાં એ માથું હાથમાંથી એકદમ છૂટીને અલકનંદાને કાંઠે જઈ પડ્યું. શિવજી પાપમુક્ત થયા અને તે જગાએ કપાળ એટલે ભાલપ્રદેશ જેવી શિલા ઊપસી આવી અને તે જ સ્થાન આજે બ્રહ્મકપાલને નામે વિખ્યાત છે

હિમજ્યો અહીંઆં જળરૂપણ એ
પ્રકૃતિ રુદ્ર વળી અહીં રમ્ય રે.
શિવજી સંહરતા જ વિરંચિને
પણ વિમોચનયે અહીંયાં થયું.

આ સ્થાનથી લગભગ દોઢ માઈલ આગળ માંતામૂર્તિનું મંદિર છે. આ માતાજી બદરીનાથજીનાં માતા છે. વામનદ્વાદશીને દિવસે શ્રી બદરીનાથજી પોતાની માતાનાં દર્શન કરવા ત્યાં જાય છે અને એ અવસર પર ત્યાં આગળ મોટો મેળો ભરાય છે. એને માતામૂર્તિનો મેળો કહેવામાં આવે છે.

મંદિરથી લગભગલ બે માઈલ દૂર અલકનંદાને સામે પાર માના અથવા મણિભદ્રપુર નામનું એક નાનું ગામ છે. એની ઊંચાઈ

૧૦,૫૬૦ છે. બદરીથી માનાગાંવ જવાનો રસ્તો બહુ ચઢાણઉતરાણ-વાળો નથી. અહીં બે પ્રસિદ્ધ ગુફાઓ : ગણેશગુફા અને વ્યાસગુફા જોવાલાયક છે. અહીં સરસ્વતી નદીના તટ પર શ્રી વ્યાસજીએ વેદોની અને શ્રીમદ્‌ભાગવતની રચના કરી હતી, અને અષ્ટાદશનું નિર્માણ પણ અહીં જ થયું હતું.. શ્રી ગણપતિજીએ લહિયા તરીકે કામ કરેલું. સરસ્વતી નદી માનાગામની પાસે જ અલકનંદાને મળે અને આ સંગમસ્થાનને કેશવપ્રયાગ કહેવામાં આવે છે.

આ ગામના લોકો નીતિઘાટ વાળા લોકોની માફક જ તિબેટમાં જઈને વેપાર કરે છે. આ ગામ ભારતી સરહદનું છેલ્લું જ ગામ ગણાય છે. અહીંથી એક નાની પગદંડીદ્વારા ૨૩ માઈલ ઉપર માનાધુરા નામે સ્થાન છે. આ સ્થાન ભારત અને તિબ્બટ રાજ્યની સીમા મનાય છે. માનાધુરા વટાવ્યા પછી તિબેટનો પ્રદેશ શરૂ થઈ જાય છે. અહીંથી આગળ ચાલતાં થોલીંગમઠ, કૈલાસ અને માન-સરોવર જઈ શકાય છે. આ ગામથી થોડે દૂર રાજા મુચકુન્દની ગુફા છે. અહીંના વ્યાપારીઓ અતિશય ગરમીની મોસમમાં ભારતમાંથી અનાજ, કપડાં વગેરે પશ્ચિમ તિબેટમાં લઈ જાય છે અને બદલામાં ઊન, મીઠું અને સુહાગા લઈ આવે છે.

અહીંનાં યાક જોવાની ભારે મજા આવે છે. આ ચારપગું પ્રાણી કાળું ભમ્મર જેવું અને રીંછ જેવી જાડી મોટી રૂંવાટીવાળું હોય છે. એની આંખોમાં એક જાતની ખુમારી હોય છે. એ ઘણું મજબૂત હોય છે. તેથી સારો જેવો બોજો ઉપાડીને બરફમાં ચાલી શકે છે. જરા પણ એ ચિડાયું તો પછી કોઈ એની પાસે જવાની હિંમત નથી કરતું.

અહીંથી લગભગ ત્રણેક માઈલ દૂર એક બહુ જ સુંદર વસુધારા નામે જલપ્રપાત છે. આ ધોધ ૪૦૦ ફૂટ ઊંચો છે. આ સ્થાન ૧૨,૦૦૦ ફૂટ ઊંચે હોઈને હવા એકદમ પાતળી થઈ

## ૧૬. અલકનંદા

मुक्तसिंधु पंचनद ब्रह्मपुत्र
गंगा यमुनाकी अमीयधार
जिस पुण्यभूमिकी ओर बही
तेरी विगलित करुणा उदार
मेरे नगपति मेरे विशाल

—કવિ દિનકર

ઉત્તરાખંડમાં અનેક સ્વરૂપે વિચરતી ગંગાની એક મુખ્ય ધારા અને બદરીનાથજીને રસ્તે અમારી હંમેશની સંગાથી અલકનંદાનું જન્મસ્થાન જોવાની ખૂબ જ ઇંતેજારી હતી. પણ માલૂમ પડ્યું કે ત્યાં જવાનો રસ્તો જુન મહિનાના અંતમાં ખૂલે છે અને ઑગસ્ટમાં પાછો બંધ થઈ જાય છે. આ સ્થળે એક અત્યંત રળિયામણું સતોપન્થ નામનું સરોવર છે. ભગવાન રામચંદ્ર અહીં આવ્યા હતા. એમની એ યાત્રાનું વર્ણન આનંદરામાયણમાં મળે છે. આ સરોવર ૧૪,૪૦૦ ફૂટની ઊંચાઈ પર આવેલું છે. ૧૩૦૦ ફૂટની પહોળાઈ અને સારી એવી બેઉ બાજુએ લંબાઈ ધરાવતું ત્રિકોણ આકારનું આ સરોવર પરમ સ્વચ્છ અને નિર્મળ છે. આ સરોવર જ અલકનંદાનું ઉદ્‌ગમસ્થાન છે. સમસ્ત પુરાણોમાં વિષ્ણુપદી ગંગા અલકનંદાને જ કહી છે એટલે

આદિગંગા તો અલકનંદા જ મનાય છે. ચ
નામે હિમાલયનું એક શિખર છે. અને
લાંબો ગંગોતરી ગ્લેશિયર છે. જ્યાં આ
થાય છે તે જ ગૌમુખ કહેવાય છે
ભાગીરથીનું ઉદ્દગમ સ્થાન છે.

ટ ધરતી
તીતિ
મં

પુરાણકથા અનુસાર રઘુવંશી
કરેલો. યજ્ઞના અશ્વના રક્ષણ માટે એના સાઠ હજાર પુત્રો, વાસ્તવમાં જેને એ પુત્રવત પાળતો તે એનાં લશ્કરના માણસો, અશ્વ પાછળ પાછળ ફરતા હતા. તેમના અનાડીપણાથી કપિલ મુનિ શાપ આપે છે અને સાઠ હજાર પુત્રો ભસ્મ થઈ જાય છે. સગરનો બીજો પુત્ર અંશુમાન આ શાપના શમન માટે કપિલ મુનિને વિનવણી કરે છે ત્યારે તેઓ કહે છે કે તમારામાંથી કોઈ બ્રહ્માનાં કમંડલમાં વાસ કરતી ગંગાને ધરતી પર લઈ આવે તો જ તમારા વડવાઓની સદ્દગતિ થશે. અંશુમાને પોતાની ઉત્તરાવસ્થામાં ગંગાને ધરતી પર લાવવા તપ કર્યું. આખરે એનો દેહ પડયો. એનો પરાક્રમી પુત્ર દિલીપ પણ નિષ્ફળ પ્રયત્ન કરે છે. પણ એનો પુત્ર ભગીરથ પોતાના અવગતે ગયેલા વડવાઓની મુક્તિ કરવાને કૃતનિશ્ચયી બને છે. એ તો પોતાની યુવાવસ્થામાં જ હાલમાં જેને આપણે ગંગોત્રી કહીએ છીએ ત્યાં ઉગ્ર તપ આદરીને બેસી જાય છે. ગંગાજીને ધરતી પર લાવવાનું કામ દુષ્કર હતું. છેવટે ભગીરથના પ્રચંડ તપથી બ્રહ્માજી તો પ્રસન્ન થયા અને એમણે પોતાના કમંડલમાંથી ગંગાજીને છૂટાં કર્યાં. હવે પ્રશ્ન એ ઊભો થયો કે સ્વર્ગમાંથી ધસી આવતાં ગંગાજીના પ્રચંડ વેગથી ધરતી મેદાન-મેદાન થઈ જવાનો ભય ઉપસ્થિત થયો. છેવટે ભગીરથે ભોળા શંભુને સાધ્યા અને એમણે ગંગાજીને પોતની જટામાં ઝીલી લેવાનું કબૂલ કર્યું. ગંગાજી તો મુક્તિના આનંદમાં પોતાના સમસ્ત બળથી પૃથ્વી પર ત્રાટકયાં પણ અહીં ભોળા શંભુની વિસ્તૃત જટામાં તેઓ એવાં અટવાઈ ગયાં કે એમાંથી બહાર ન નીકળી શકયાં. આમ વર્ષો વીતી ગયાં

ને આખરે ભગીરથ રાજા અને ઋષિમુનિઓની પ્રાર્થના-ના સાંભળીને ભગવાન શંકરે પોતાની જટાની એક લટ છૂટી મૂકી દીધી અને એ લટવાટે ગંગાજી ધરતી પર ઊતર્યાં. ગૌમુખ દ્વારા ધરતી પર પગલાં માંડીને એ ભગીરથના રથ પાછળ પાછળ આવ્યાં. ભગીરથ એમ કરતાં કરતાં એમને છેક કપિલ મુનિના આશ્રમ (જ્યાં હુગલી નદી છે) સુધી લઈ ગયો અને ત્યાં સુધી લઈ જઈને પોતાના અવગતે ગયેલા વડવાઓની સદ્‌ગતિ કરી.

આ કથામાંથી ચમત્કારનું તત્ત્વ બાદ કરીએ તો મનમાં ધડ બેસે એવી વાત આ પ્રમાણે જણાય છે કે પ્રાચીન સમયમાં ગૌમુખ નીચેથી ગંગાનો નાનો પ્રવાહ આપણી તરફ વહેવાને બદલે તિબેટ તરફ વહી જતો હતો. રઘુવંશી રાજાઓને આ વાત સંભવિત લાગી હશે કે એ પ્રવાહને ભારતવર્ષ તરફ વાળી શકાય તો એને માટે અનુકૂળ માર્ગ કરીને એવી યોજના કરી શકાય કે એના એ નાના પ્રવાહમાં બીજી અનેક નાનીમોટી નદીઓ, નાળાં અને ઝરણાંના પ્રવાહો ઠલવાવી શકાય અને એ રીતે ગંગાના પ્રવાહને વધારે ને વધારે પુષ્ટ બનાવી શકાય. અને જો આમ બને તો જ ઉત્તર ભારતના સૂકા પ્રદેશને લીલી વનરાઈમાં ફેરવી શકાય. એ મહાન દષ્ટા રઘુવંશી રાજાઓને આ શક્યતા લાગી હશે એટલે ત્રણ ત્રણ પેઢીઓ સુધી તેઓએ તેમનો પ્રયત્ન જારી જ રાખ્યો. નિષ્ફતા મળતા છોડી ન દીધો. સગરથી માંડીને ભગીરથ સુધી દરેક રાજાઓએ ગંગાને ધરતી પર લાવવા પ્રયત્નો કર્યા. ભગીરથ જેવા માટે પણ આ કાર્ય અત્યંત કઠિન હતું. પણ રાજા ભગીરથે તેના પૂર્વજોએ જે યોજના અમલમાં મૂકેલી હતી તે યોજના મુજબ આરંભેલું કાર્ય અદમ્ય ઉત્સાહ અને ખંતથી જારી રાખ્યું.

હવે આપણે હિમાલયને જો શંકરનું પ્રતીક માનીએ તો વૃક્ષવેલી-ઓથી વીંટળાયેલા સઘન જંગલોરૂપી ભગવાનની જટા અને કારમી

ગિરિકંદરાઓમાંથી માર્ગ કરીને ગંગાને હરિદ્વાર પાસેની સપાટ ધરતી પર લાવવાનું ભગીરથનું કાર્ય કેટલું દુષ્કર હતું તેની આપણને પ્રતીતિ થાય છે. છતાં અખંડ શ્રદ્ધા, ખંત અને ધીરજથી એણે એ કાર્ય પાર પાડ્યું હતું એટલે જ અત્યંત કઠિન કાર્યને આપણે ભગીરથ કાર્ય અને કઠિન પ્રયત્નને ભગીરથ પ્રયત્ન કહીએ છીએ.

એમ લાગે છે કે રાજા ભગીરથ એક કુશળ એંજીનીયર, મહાન દ્રષ્ટા અને પરમ લોકસેવક હોવો જોઈએ. એણે જરૂર વિચાર્યું હશે કે ગંગાના પ્રવાહને ધરતી પર ઉતારવાથી ધરતીની અને માનવોની તૃષા છીપશે. એનાં દૈવી સ્પર્શથી ધરતી લીલુડી બનીને સૌભાગ્ય ધારણ કરશે. લોકો ધાન્યના ઢગલા ઉગાડી શકશે દેશમાંથી ભૂખમરો ટળશે અને લાખો વર્ષો સુધી એનો સંજીવની વહાવતો પ્રવાહ દેશવાસીઓને નવજીવન આપશે.

આવી ભાવના સેવવી તે એક વાત છે, પણ પ્રયત્ન કરીને તેને સાકાર કરવી તે જ ખરેખરું દુષ્કર કાર્ય છે. ભગીરથે પોતાની બાહોશી, અચળ શ્રદ્ધા. ધૈર્ય અને ઇજનેરી બુદ્ધિથી આ દુષ્કર કાર્ય વર્ષોને અંતે પાર ઉતાર્યું. તિબેટ તરફ જતા ગંગાના પ્રવાહને ભારતભૂમિ તરફ વાળી લેવા એણે યોજનાપૂર્વક જે રસ્તો તૈયાર કર્યો હતો તે એની ઇજનેરી બુદ્ધિની પરિસીમારૂપ છે. કારણ કે પંદરવીસ માઈલના નાના અંતરમાં ગંગાના એ દુર્બળ પ્રવાહને બીજાં અનેક નદીઝરણાંઓ મળીને એક ઘૂઘવતા સાગર સમાન મોટો અને પુષ્ટ બનાવી દે છે. બહુ જ યુક્તિપૂર્વક દીર્ઘ દૃષ્ટિ વાપરીને ગંગાવહનનો આ માર્ગ તૈયાર કરવામાં આવ્યો હતો. અહીં વળી બીજો પણ એક ચમત્કાર કથાપુરાણોમાંથી આપણને મળે છે કે નદીઝરણાંનાં પાણી પોતામાં મળવાથી મદમસ્ત બનેલી ગંગા અભિમાનમાં જહ્નુ ઋષિના આશ્રમમાંથી એમની પૂજાની સામગ્રી તાણી જાય છે. ઋષિ મહારાજ ગંગાજીનું અભિમાન ઉતારવા આખી ને આખી

સુખભાદર નદી વહે છે. તે વરસના ચારપાંચ મહિના તો કોરીધાકોર રહે છે, છતાંય એ અમને બહુ વહાલી લાગે છે. ઉપરથી ભલે વહેણુ સુકાય, પણ અંદરનાં અમીઝરણાં તો સદાય વહેતાં જ રહેતાં હોય છે. ગાળેલા વીરડાઓદ્વારા પણ એ પોતાનાં બાળકો સમા ગામલોકોને તથા ગામના પશુધનને મીઠાં જળ પાઈને તૃપ્ત કરે છે. ઉનાળાની ચાંદની રાતોમાં સૂકી નદીની વેકુરમાં આળોટતાં ઘણીવાર એને વહાલભર્યો ગુસ્સો કરીને "સુખભાદર"ને બદલે "સુકભાદર" પણ અમે કહેતા. જેને ખોળે ખેલતાં ખેલતાં બાલપણ વીતાવ્યું એ માતા સમી ભાદર નદી, એ મારું રાણપુર ગામ, એ મારી પ્રિય જન્મભૂમિ સૌરાષ્ટ્રની સૂકીભઠ ધરતી અને ત્યાંના એ પ્રેમાળ અને અંતરના આદરથી વધાવતા લોકો; એ બધું ખૂબખૂબ યાદ આવવા લાગ્યું. અહીં આ અખૂટ-જલભંડારને ફોગટ વહી જતો જોઈને એવી લાગણી જન્મતી કે હમણાં જો કોઈ મને વરદાન માગવાનું કહે તો હું એ જ માગું કે આમાંનાં થોડાંક ખળખળ વહેતાં ઝરણાંને અને થોડીક સુંદર ગીત ગાતી નદીઓને અમારા મુલક સૌરાષ્ટ્રમાં મોકલી આપો, ત્યાંની ધરતીની અને ત્યાંનાં માનવોની તૃષા છિપાવો, અને એ સૂકા પ્રદેશને લીલો કુંજાર બનાવી આપો. પણ અરેરે! આવી આપણા મનની ભાવનાઓ કંઈ સાચી થોડી પડે છે?

ખમીરવંતી અલકનંદાનો રોફ તો એ વસુધારા પરથી ભૂસકો મારીને આગળ દોડવા માંડે છે ત્યાંથી જ ઢાંકયો નથી રહેતો. સારાયે ભારતવર્ષની માતાસમી પતિતપાવની ગંગામૈયાની એક મુખ્ય ધારા-તરીકેનું ગૌરવ અનુભવતી અને પોતાની ફરજનું ભાન દાખવતી એ મણિભદ્રપુર પાસે સરસ્વતીનો કરભાર સ્વીકારે છે અને ત્યાં 'કેશવપ્રયાગ નામનું તીર્થસ્થાન રચે છે. થોડે દૂર બ્રહ્મકપાલ પાસે એનાં નીર ગંભીરપણે વહીને વડવાઓની ઉત્તરક્રિયાના કાર્યને અનુરૂપ બની રહે છે. અહીં બદરીક્ષેત્ર પાસે તો જાણે ભયાનક તાંડવ નૃત્ય કરતાં કરતાં એનાં પાણી રૌદ્ર રસનું વાતાવરણ સરજે છે. બદરી-

પુરીને ગોંદરેથી વળી રમતીકૂદતી ઋષિગંગાને પોતાની ગોદમાં છૂપાવતી એ આગળ વધે છે. રસ્તે આવતાં અનેક નાનામોટાં નદીઝરણાંનો કરભાર સ્વીકારતી એ વિશેષ સમૃદ્ધ બનતી જાય છે. આસપાસ વિસ્તરેલા એના ભાંડરડા સમા પર્વતોને સમજાવતી પટાવતી અને કવચિત્ પોતાનું કૌવત દાખવતી એ પોતાનો માર્ગ કરી લે છે. જ્યાંજ્યાં પહાડોએ સમજીને એને માર્ગ આપ્યો છે ત્યાં ત્યાં એ વિસ્તૃત થઈને પહોળા પટમાં ગજગામિની ગતિમાં વહે છે. અને જ્યાં એને પોતાના બળથી પરાણે માર્ગ કરીને આગળ વધવું પડ્યું છે ત્યાં એ અત્યંત સાંકડા પટમાં પૂર જોસમાં, ભયંકર નિનાદ કરતી અને કંદરાઓને ગજવતી આગળ વધે છે. આવી મદમસ્ત અને મિજાજી અલકનંદા વળી કોઈનું આધિપત્ય સ્વીકારે ખરી? છતાં બદરીનાથથી આગળ વધતાં બાજુના પહાડ પરથી ઊતરતા એક જબરદસ્ત હિમપ્રપાતે એના વહેણને આવરી લીધું છે. અને ત્યાં સદાની મસ્તીખોર અલકનંદા ગરીબ ગાય જેવી બનીને પેલા પ્રપાતનું પ્રભુત્વ સ્વીકારીને એનાં કઠણ પડ નીચેથી લપાતી છૂપાતી આગળ વધે છે. એને જવું છે દૂર, સુદૂર, માઈલોનાં અંતર પર વિરાજતા એના પ્રિયતમ સરિત્પતિ સાગરને મળવા. કોઈ એને રોકી શકે તેમ નથી. ક્યાંક બળ દાખવીને, તો વળી ક્યાંક પોતાના સ્ત્રીદાક્ષિણ્યથી રસ્તો કરીને પણ એ પોતાના ચરમ સ્થાન પર પહોંચવા કેટલી અધીર બનીને દોડે છે!

બદરીનાથ જતી પગદંડીની જમણી બાજુ અને ક્યારેક ડાબી બાજુ વહેતી એ યાત્રીઓના થાકને પરહરતી કાંઠાના રસ્તાને પરમ સુંદર બનાવતી જાય છે. આકાશના રંગોની જેમ એના પાણીના રંગો પણ બદલાતા રહે છે. ક્યારેક એ નીલાંબરી દેખાય છે, તો ક્યારેક તાજા દોહેલા દૂધના ફીણ જેવી શ્વેતરંગી જણાય છે. વળી ક્યારેક માટી-વાળો એનો પ્રવાહ રક્ત વર્ણ ધારણ કરે છે, તો વળી ક્યારેક એનાં સ્નિગ્ધ, સ્વચ્છ નીર કાંઠાની વનશ્રીનું પ્રતિબિંબ પાડતાં હરિયાળાં દેખાય

છે. પ્રતિદિન પ્રભાતના ઊગતા સૂર્યનાં તેજ એને સુવર્ણરંગે રંગી નાખે છે તો ચાંદનીના શીળા, સૌમ્ય પ્રકાશમાં એ રૂપેરી રસ વહાવતી પણ માલૂમ પડે છે.

આમ વિવિધરંગી અલકનંદા વિવિધ પ્રકારનું સંગીત પણ પીરસી જાણે છે. રૌદ્ર અને ભયાનક રસ એના પ્રિય અને માનીતા રસો હોવા છતાં ક્યારેક એનાં સ્વરોમાં માર્દવ પણ આવી જાય છે. ગંધમાદન પાસે એ થોડી કોમલ બનીને નાનામોટા ભૂસકા મારીને પાછી શાંતિથી વહેવા માંડે છે. નાનાંનાનાં ઝરણાંને જ્યારે એ પોતાની ગોદમાં સમાવે છે ત્યારે જાણે રૂમઝૂમ રૂમઝૂમ કરતી એક નૃત્યાંગનાની પણ અદાકારી દાખવી જાય છે. પહોળા પટમાં વહેતી એ શાંત રસનો અનુભવ કરાવે છે, પણ બે ઊંચા ગગનચુંબી પહાડોની સાંકડી કરાડમાંથી નીકળતી વખતે ઘોર નિનાદ કરતી ધમાધમ શોર મચાવતી જાય છે. ક્યાંક અતિ ઊંડાણે વહેતાં એનાં પાણી માત્ર ધીમા મર્મર ધ્વનિથી જ પોતાનું અસ્તિત્વ વ્યક્ત કરતાં સંભળાય છે, તો ક્યાંક ખુદ એના પર બાંધેલા નાનાશા પુલ ઉપર ઊભા રહીએ તો ખળખળ ખળખળના મધુર સ્વરોથી એ આપણા કાનને ભરી દે છે.

વિવિધ રંગ, રસ અને સ્વરોની સ્વામિની અલકનંદાના રુવાબમાં પણ વૈવિધ્ય છે. હિમાલય જેવા મહાન અને અભિજાત પિતાની ગોદમાંથી નીકળતી નંદાને પોતાના ગૌરવનું, શિષ્ટતાનું, સંસ્કારનું અને શ્રેષ્ઠતાનું જાણે સંપૂર્ણ જ્ઞાન છે. સતોપંથથી નીકળીને એ પોતાનું અતુલ બળ અને દાક્ષિણ્ય બતાવતી વસુધારા પરથી ભૂસકો મારીને આગળ દોડે છે. ત્યારથી જ એના રુવાબની ઝાંખી થાય છે. ઋષિગંગા, પાતાળગંગા, વિષ્ણુગંગા અને મંદાકિનીને પોતાનામાં સમાવતી વખતે દરેક જગાએ એનો ભપકો અને મિજાજ અનોખો રહે છે. ઋષિગંગાને તો એ ચુપચાપ એ પોતાની ગોદમાં સમાવી

દે છે. અને પાતાળગંગા થોડો ઘૂઘવાટ કરીને આખરે નંદાનું વર્ચસ્વ સ્વીકારે છે. પણ વિષ્ણુગંગાને સમાવવી એ સહેલું કામ નહોતું. પહાડોની દિવાલોમાં ઘોર ગર્જનાઓના પડઘા પાડતી, શોર મચાવતી વિષ્ણુગંગા અતિ ભયાનક લાગતી હતી. એનાં તોફાન અને રોફ પાસે આપણી નંદા જરા ઓઝપાઈ જતી હતી, છતાં એ યુક્તિપૂર્વક થોડી ગમ ખાઈ જાય છે. આખરે તો વિષ્ણુગંગા પોતાની પાસે જ આવવાની હતી ને! બીજે જશે ક્યાં? ભલેને ડરાવે, આપણે ક્યાં ગાંજ્યાં જઈએ એમ છીએ? એવા ભાવ સાથે એ તો પોતાની તેજસ્વી ગતિમાં ચાલવા જ માંડે છે. તોફાની વિષ્ણુગંગા જાણે "ઓ મોટીબહેન! હું તારી પાસે જ આવું છું, મને લેતી જા." એમ સાદ પાડતી દોડતી ધમ્મ દઈને એને બાઝી પડે છે.

હવે આવે છે રુદ્રપ્રયાગ પાસેનો નંદામંદાનો અનેરો યોગ, અપૂર્વ મિલન! નાનીશી નમણી સ્વમાનિની મંદાકિની અતુલ સમૃદ્ધિના તોરે સ્વચ્છંદી બનેલી મોટીબહેન અલકનંદા પાસે જવું કે નહીં તેના વિચારમાં જાણે ખોવાઈ ગઈ લાગે છે. આખરે તો બેઉ બહેનો જ ને! ગમે તેવી મોટપ આવી ગઈ તોય બહેનબહેનનાં અંતરનાં હેત કંઈ ઓછાં થાય? એમ વિચારીને એ ધીમા પણ મક્કમ પગલે જઈને નંદાને મળે છે, અને એની પ્રેમવર્ષા ઝીલે છે.

દેવપ્રયાગને આંગણે તો મોટો પ્રશ્ન ઉપસ્થિત થઈ ગયો છે. એ સમાન સંપત્તિશાળી અને સમર્થ બહેનો ભાગીરથી અને અલકનંદાનું મિલન ત્યાં થવાનું છે. કોણ કોને નમે? કોઈ પહેલું નમવા તૈયાર થતું નથી. આખરે ચતુર બહેનોએ રસ્તો કાઢ્યો કે બંનેએ પોતપોતાનું અસ્તિત્વ જ મિટાવી દેવું, અને એકબીજામાં સમાઈને નવો જ અવતાર ધારણ કરવો. એમની આ ત્યાગવૃત્તિમાંથી જ નવજાત ગંગા પ્રગટે છે. અને અહીંથી એ ગંગામૈયાનું નામ ધારણ કરીને ભારતજનનાં થાક, તાપ, દુઃખ, દર્દને મિટાવવાનો જબરો

કર્તવ્યભાર માથે લઈને પુણ્ય પ્રસ્થાન આરંભે છે. દરિયામાં પૂનમની ભરતીના સરજાતા લોઢ તો બધાંએ જોયા હશે. તેની સાથે ટક્કર લે તેવા ઊંચા લોઢ આ નવતર ગંગા નવજીવનના આનંદમાં અહીં ઉછાળે છે. ચાલો આપણે પણ એના પુણ્ય પ્રસ્થાનનું દર્શન કરતાં કરતાં એના ચરમ સ્થાન સુધી ફરી આવીએ.

સ્વૈરવિહારી ગંગા લક્ષ્મણઝૂલા પાસેના સાંકડા પટમાંથી થોડી મોકળાશ મેળવીને જાણે છૂટે છે. હરદ્વાર પાસે તો એ કંઈક ઠાવકી બનતી જણાય છે. "હરકી પેઢી" પાસે સાધુસંતો અને ભાવિક યાત્રીઓને મનભર સ્નાન કરાવતી આ પર્વતકન્યા ક્ષણભર ભવ્ય દર્શન દઈને પાછી જાણે પોતાની ત્યાગવૃત્તિનું હૂબહૂ દર્શન કેમ ન કરાવતી હોય તેમ હજારો એકરની ખેતીને પરિપ્લાવિત કરવા પોતાની સમૃદ્ધિનો મોટો જથ્થો એક મોટી નહેર વાટે મોકલી આપીને પોતે અત્યંત ક્ષીણકાય-કૃશાંગી બની જાય છે. કાનપુરના કાનમાં પોતાના પ્રવાસની અનેક વાતો કહેતો, અનેક નાનીમોટી નદીઓને પોતામાં સમાવીને પુષ્ટ થયેલો એનો પ્રવાહ પ્રયાગરાજ પહોંચે છે. નીલવર્ણી યમુનાને મળવા માટે એણે આ જ ક્ષેત્ર પસંદ કર્યું. શ્યામલી યમુના અને ગૌરાંગી ગંગાના આ સંયોગને આદિકાળથી ભારતભરનાં તીર્થસ્થાનોમાં બહુ મહત્ત્વનું સ્થાન આપવામાં આવ્યું છે. દેવદાનવોના સતત યુદ્ધના એક કારણરૂપ અમૃતકુંભનાં અમીછાંટણાં આ ભૂમિએ ઝીલ્યાં છે અને તેથી જ તો દર બાર વરસનો પૂર્ણકુંભ મેળો આ સંગમસ્થાનમાં ભરાય છે.

મથુરાવૃંદાવનથી ગોપાલગોવિન્દનાં અનેક પરાક્રમોની ગાથા વર્ણવતો અને દિલ્હીઆગ્રાના મુગલવિલાસની વાતો કહેતો કાલિન્દીનો કૃષ્ણપ્રવાહ જ્યારે ગંગાના શુક્લ પ્રવાહમાં મળે છે ત્યારે ઘણે દૂર સુધી તેઓ જુદાજુદા જ વહે છે. અને વચ્ચે એક રેખા ખેંચાઈ જાય છે. બનારસમાં શ્રી કાશીવિશ્વેશ્વરના ચરણોદકનું પાન કરતી

ગંગાને આગળ વધતાં જ્યારે રઘુકુલનાયક શ્રીરામચંદ્રજીનાં ગુણકીર્તન ગાતી સરયૂ આવી મળે છે ત્યારે તો એ ધન્યધન્ય બની જાય છે. શોણને સત્કારીને પછી એ પહોંચે છે મગધના પાટનગર પાટલીપુત્ર પાસે. બુદ્ધ અને અશોકના અહિંસામંત્રનો મહિમા ગાતી, મહારાજા શશાંક અને ચિત્રાદેવી જેવી અનેક પ્રણયબેલડીઓની કરુણતમ કથાઓનું, અને ગુપ્ત સામ્રાજ્યના ઉત્થાનપતનની અનેક વાતોનું સ્મરણ કરાવતી એ અહીં વિસ્તૃત પટમાં વહેવા લાગે છે. અહીં એના અત્યંત વિશાળ પટની સામે તો નાખી નજર નથી પહોંચતી. સામો કાંઠો તો દેખાય જ નહીં. બહુ બારીકીથી જોઈએ તો જ સામો કાંઠો બતાવતી એક બારીક રેખા નજરે પડે. પણ અરે...... એ તો એક બેટ માત્ર હતો, એની પેલી બાજુ તો પાછો ગંગાનો પ્રવાહ જ હતો. આવી મહાન ગંગામાં પાછી ગંડકી આવીને મળે, પછી તો પૂછવું જ શું? ગંગાને કાંઠે અનેક મહાન સામ્રાજ્યો ઉદય પામ્યાં અને વિલીન થયાં. અનેક મહાન પ્રાતઃસ્મરણીય વિભૂતિઓ પ્રગટી, જેઓએ એકલા આર્યાવર્તને જ નહીં પણ સારાયે જગતને પ્રેરણા આપી.

હવે જ ખરી મજા જોવાની છે. હિમાલયમાંથી અહીં આવતાં આવતાં તો ગંગા ભારે જાજરમાન બની જાય છે. કયાં દેવપ્રયાગની તરવરતી તોફાની ગંગા અને કયાં આ ધીરગંભીર ગંગા! પૂર્વ તરફ જતી ગંગાને હવે દિશા બદલીને દક્ષિણ તરફ વળવું છે. કારણ? એનું લક્ષ્ય સ્થાન દક્ષિણમાં વિરાજે છે. દૃઢનિશ્ચયી ગંગા આ મહાભારત કામ પણ પાર ઉતારે છે અને ભાગલપુર પાસેથી એના પ્રચંડ પણ કહ્યાગરા પ્રવાહને દક્ષિણ તરફ વાળી લે છે. આવડા મોટા પ્રચંડ જલભંડારને બેય કાંઠામાં માંડમાંડ સમાવતી ગંગાને જ્યારે હિમાલયને પેલે પારથી આવતી, આસામનાં જંગલો ગજાવતી અને રસ્તે આવતાં ગામડાં અને શહેરોને રેલમછેલ કરી મૂકતી મહાસ્વચ્છંદી બ્રહ્મપુત્રા ગ્વાલંદો પાસે આવી મળે છે ત્યારે તો એમ લાગે છે કે જાણે દરિયો

કે સમુદ્ર જે કહો તે બધું અહીં જ છે. અહીંથી પદ્માનું નવું નામ ધારણ કરીને તે કલકત્તામાં હુગલી તરીકે ઓળખાય છે. અહીં તો આવતીજતી સ્ટીમરો અને આસપાસ વિસ્તરેલાં કારખાનાંના સંચામાં વપરાયેલા તેલથી એનું પાણી ડહોળું અને તેલિયું બની જાય છે. ના, અત્યારસુધીની મનમોહક ગંગા અહીં તેટલી મનમોહક નથી લાગતી. આ મહાન વિસ્તીર્ણ જલરાશિ હવે પોતાના ચરમ સ્થાનની બહુ જ નિકટ આવી પહોચ્યો છે. આવી મહાન પર્વતકન્યાનું પ્રણય-મિલન પણ મહાન અને અનોખું જ રહેવાનું. પૂ. કાકાસાહેબે કરેલા વર્ણન પ્રમાણે ગંગા અહીં સહસ્ર ધારાઓમાં વિભાજિત થઈને જાણે સહસ્ર હાથો પ્રસારીને પોતાના ઇષ્ટ દેવને ભેટતી હોય તેવી જણાય છે. આ દૃશ્યનું વર્ણન જો આટલું સુંદર લાગે તો તેનું દર્શન તો અધિક આકર્ષક લાગવાનું જ. તે મોકો પણ મળ્યો. થોડા વખત પહેલા બેંગકોક જતાં વિમાનમાંથી ગંગા અને સાગરનું અભૂતપૂર્વ મિલન જોયું. માઈલોના વિસ્તારમાં જુદીજુદી ધારાઓમાં રેલાયેલી ગંગા એક ઉન્માદિનીની છટાથી સમુદ્રને મળતી દેખાઈ. પાસે જ સુંદરવન પણ કોઈએ બતાવ્યું. એ જોઈને કપાલકુંડલાની કથા યાદ આવી ગઈ. ગંગાને અનેક સ્થળે જોઈ છે, કલાકો સુધી બેસીને નિરખી છે. દરેક સ્થળની શોભા જુદીજુદી લાગી, પણ અહીંનું દૃશ્ય તો અનોખું જ લાગ્યું.

અરે, આપણે તો ગંગાની સાથોસાથ હજારો માઈલોનો પ્રવાસ ખેડીને છેક સમુદ્રતટે આવી પહોંચ્યાં. ચાલો ત્યારે હવે પાછાં પવનની પાંખે ઊડીને હિમાલયના આપણા બદરીનાથના શૃંગે પહોંચી જઈએ.

## ૧૭. બદરીવનકે સાધુલોગ

યુગયુગોની તવારીખ સંઘરી,
ઋષિમુનિસુરની નિરખી લીલા;
પરમબ્રહ્મતણા અવધૂત શો,
ધવલ હાસ્ય હસે નીલકંઠ આ.

બદરીપુરી પર જેણે પોતાની છાયા કરી છે એ અજિત હિમાચ્છાદિત શિખર નીલકંઠ હંમેશા એકસરખું જ મોહક અને આકર્ષક લાગે છે. "મધ્ય હિમાલય કી મહારાની"ના નામથી આ શૃંગ વિખ્યાત છે. ૨૧,૬૪૦ ફૂટની ઊંચાઈ ધરાવતા શિખર પર ચઢવામાં આજ સુધી કોઈ પર્વતારોહી સફળ નથી થયા. ૧૯૩૭માં શ્રી એફ. એસ. સ્મિથે અનેક આધુનિક અને વૈજ્ઞાનિક સાધનો સાથે આ શિખર પર ચઢાઈ કરેલી. પણ તેમને નસીબે પણ નિષ્ફળતા જ લખેલી હતી. આવો, શ્વેત ભભૂત લગાવીને બેઠેલા અવધૂત જોગંદરશો નીલકંઠ પોતાનું ધવલ હાસ્ય વેરતો વેરતો બેઠો છે. કેટકેટલી વાતોનો સાક્ષી, કેટકેટલા આનંદઉત્સવોનો ભાગીદાર આ અવધૂત જો પોતાનું મોં ખોલે તો કેટલું બધું જાણવા મળે? અનાદિ કાળથી દેવ, દનુજ, મનુજ, યક્ષ, કિન્નર, ગંધર્વ, ઋષિ, મહર્ષિ અને મુનિઓએ અહીં આવીને નિવાસ કર્યો છે, અને ઉગ્ર તપશ્ચર્યા કરીને ધર્મ, અર્થ, કામ, અને મોક્ષની પ્રાપ્તિ કરી છે. આ તપસ્વીઓ એટલી મહાન તપશ્ચર્યા

ફરતા હતા કે બ્રહ્મા, વિષ્ણુ, મહેશ્વર આદિ દેવતાઓ એમને દર્શન આપવા ખુદ આ તપોવનમાં ઊતરી આવતા. આ બધું નીલકંઠને આજે પણ તાદૃશ્ય દેખાય છે. એણે રામાવતાર જોયો અને માણ્યો, કૃષ્ણાવતારમાં ખુદ શ્રી કૃષ્ણ અહીં પધાર્યા અને પોતાનાં પગલાં પાડીને આ ભૂમિને પવિત્ર બનાવી. પાંડવો આવ્યા, વીણાના ઝિનઝિન તારની સાથે ગાન ગાતા ગાતા નારદજી પણ અહીં વિચર્યા અને ભૂમિને સંગીતમય બનાવી. ઉદ્ધવજી આવ્યા, ગરુડજી આવ્યા, વ્યાસજી અને એમની પાછળ એમના લહિયા બનીને સૂંઢ હલાવતા હલાવતા ગણપતિજી પણ આવ્યા, શિવજી બ્રહ્મહત્યાના પાતકમાંથી મુક્ત થવા દોડતા દોડતા અહીં આવ્યા. અને બ્રહ્મકપાલ પાસે પાપ-મુક્ત થયા. ધ્રુવજી પણ આવ્યા અને મુક્તિ મેળવી. ઉપરાંત બીજા અનેક ઇતિહાસોનો દ્દષ્ટા, ખુદ ભગવાન શ્રી બદરીનારાયણનો અડીખમ ચોકીદાર, એવો એ નીલકંઠ બધાંને સાદ પાડીને આમંત્રે છે કે આવો આવો મારે ખોળે ખેલવા, કૂદવા અને વાતો સાંભળવા. એણે તો ખુદ બદરીનાથને પણ તિબ્બતમાંથી અહીં આવતા જોયેલા. પ્રાચીન ઇતિહાસ જાણવા માટે જનશ્રુતિ પણ પ્રમાણ ગણાવી જોઈએ. ઉત્તરા-ખંડના હરેક ગામમાં આ કથા પ્રચલિત છે કે ભગવાન શ્રી બદરીશ્વર પહેલા હૃણદેશ (તિબ્બત)માં રહેતા હતા. ત્યાં એમનું વિશાળ મંદિર પણ છે. એક સમય એવો આવ્યો કે અજ્ઞાન અને જડતાવશ ત્યાંના લોકોએ મંદિરમાં બલિદાન દેવાની પ્રથા શરૂ કરી. આ હિંસાથી ભગવાન નારાજ થયા અને એમણે એ સ્થાન છોડી દીધું. એક બાલકનું રૂપ ધારણ કરીને તેઓ બદરીવન આવ્યા, જ્યાં શિવપાર્વતી તપશ્ચર્યા કરી રહ્યાં હતાં. પહેલાં તો તેઓએ એમને એક સાધારણ બાલક સમજીને પોતાની પાસે રાખ્યા. પછી એમના ચમત્કારનો પરચો મળતાં તેઓ બધી માયા જાણી ગયાં, ત્યારથી શ્રી બદરીનાથ ત્યાં જ નિવાસ કરવા લાગ્યા. આ કિંવદંતીને આજે પણ પ્રાચીન ગઢવાલી ગીતોથી પુષ્ટિ મળે છે. વૈદિક કાળમાં વશિષ્ઠ, કશ્યપ, અત્રિ,

જમદગ્નિ ગૌતમ, વિશ્વામિત્ર અને અગસ્ત્યમુનિએ શ્રી બદરિકાશ્રમમાં આવીને તપસ્યા કરી હતી. આવો એ અજેય પુરાતન પુરુષ નીલકંઠ, બદરીક્ષેત્રમાં દાખલ થતાં જ આપણું ધ્યાન એની તરફ કેન્દ્રિત કરી રાખે છે.

સવારની મોટી પૂજા બાદ અમે બજારમાં થોડી ખરીદી માટે નીકળ્યાં. મુંબઈ આવીને પ્રસાદ સાથે વહેંચવા થોડી મૂર્તિઓ, ફોટાઓ, ચિત્રો, અને આલ્બમો ખરીદ્યાં. આ બધું જેને ત્યાંથી ખરીદ્યું તે ભાઈ શ્રી ગોવિંદપ્રસાદ નૌટિયાલજી હતા તો તે જ પ્રદેશના પણ ઘણા સંસ્કારી અને ભણેલાગણેલા લાગ્યા. એટલે એમની સાથે વાતો કરીને ઘણું જાણવા મળ્યું. તેઓ છાપાના ખબરપત્રી તરીકેનું પણ કામ કરતા હતા. તેમણે પોતે આ યાત્રાધામ વિષે એક અંગ્રેજીમાં "The call of Badrinath" અને બીજું હિંદીમાં "તપોભૂમિ બદરિકાશ્રમ" એમ બે પુસ્તકો પણ લખ્યાં છે. હિમાલયનું શિલાજીત, કેસર, કસ્તૂરી વગેરે પણ એમને ત્યાંથી લીધું. એમની પાસેથી ઘણી વિગતો જાણીને નોંધી લીધી. તે મને આ પ્રવાસવર્ણન લખવામાં ખૂબ કામ આવી. આગળ જતાં એક બીજી દુકાનમાંથી કંઈક ખરીદી કરતાં એક બીજા ભાઈ મળી ગયા. તેમનું નામ અત્યારે સ્મરણમાં નથી. પણ તેઓ ખૂબ ઉત્સાહી અને આ પ્રદેશનાં ખૂબ જાણકાર હતા. તેઓએ ખબર આપી કે તપ્તકુંડની પાસે એક મહાત્મા પરમાનંદ કરીને સાધુ રહે છે. દિગમ્બર અવસ્થામાં જ રહે છે. તેઓ ખૂબ જ્ઞાની, અને દર્શનીય છે. એમને એક એવું વ્રત છે કે કોઈ આવીને એમને જમાડી જાય તો જ અને તેટલા જ કોળિયા એ જમે. નહીંતર ભૂખ્યા રહે અને બાકીનો બધો વખત ધૂણી પાસે બેસીને નામસ્મરણ અને ચિંતન કર્યા કરે. એમણે જણાવ્યું કે તેઓ હમણાં જ એ સાધુને જમાડીને ચાલ્યા આવતા હતા. અમે આગ્રહ કર્યો કે તમે અમારી સાથે આવીને એ સાધુનાં દર્શન કરાવો. તેઓ સાથે આવ્યાં. અને અમે તપ્તકુંડ પાસેની એક ગલીમાં એક નાની

અંધારી ગુફા જેવી ઓરડીમાં પહોંચ્યાં. ત્યાં આગળ સળગતી ધૂણીના પ્રકાશમાં સાધુબાબાના ચહેરાનું માત્ર દર્શન થતું હતું. આ સાધુ-મહારાજ એમના પૂર્વજીવનમાં એક બેરીસ્ટર હતા. એમની સાથે વાતો કરવાની ખૂબ મજા આવી. એમની વાતોમાં ભક્તિ કરતાં બુદ્ધિવાદ વધારે દેખાઈ આવતો હતો. તેઓ અદ્‌ભુત દલીલશક્તિ ધરાવતા હતા. એમના દર્શનેથી પાછાં વળતાં પેલા ભાઈએ એમ જણાવ્યું કે અલકનંદાને પેલેપાર ત્રણચાર ફર્લાંગ દૂર એક બીજા મહાન તપસ્વી સાધુ રહે છે. તેઓ પણ પહેરતાઓઢતા કાંઈ જ નથી. દિવસભર દિગમ્બર રહે છે અને રાત્રે સૂકા ઘાસમાં સૂઈ રહે છે. ઓઢવા પાથરવા માટે કંઈ જ સાધન વાપરતા નથી. આ વર્ણન સાંભળીને એમનાં દર્શન કરવાની પણ ઇચ્છા થઈ. ઉતારે આવીને અમારી સાથેનાં બીજા લોકોને આ સાધુ વિષે જાણ કરી અને બધાં સાથે ત્યાં જવા ઊપડ્યાં. અલકનંદાને વટાવીને સામે કાંઠેની ટેકરીઓ ચઢતાં ઊતરતાં લગભગ અડધાપોણા કલાકે અમે પેલા તપસ્વીના નિવાસસ્થાને આવી પહોંચ્યાં. આ નિવાસસ્થાન પથ્થર અને માટીની એક નાની ઓરડી હતી. અંદર એક લાકડાના પહોળા ખોખામાં ઘાસના પથારા વચ્ચે સાધુ બેઠા હતા. એમની કમ્મર સુધી પેલા ખોખાની આડશ આવી જતી હતી. ઓરડીમાં ચારપાંચ ચોપડીઓ, એક ખડિયો અને કલમ સિવાય બીજો કંઈ સામાન નહોતો. પ્રણામ કરીને અમે બધાંએ એમની સાથે ખૂબ વાતો કરી. બધાંએ લગભગ કંઈ કંઈ પ્રશ્નો પૂછ્યા. મને પણ ઘણાં વખતથી મનમાં ઘોળાતો એક પ્રશ્ન પૂછવાનું મન થયું. આજે કેટલાય વખતથી મને એક વાતની મનમાં ને મનમાં પ્રતીતિ થયાં જ કરે છે કે આપણા મહાન, પવિત્ર અને ઔષધિઓના ખજાના સમા હિમાલય પાસે કોઈ એવી એક જડીબુટ્ટી હોવી જોઈએ કે જે દુનિયામાં ઉત્પન્ન થતા દરેક રોગો પર કામયાબ નીવડે. હિમાલયમાં તપ કરતા સાધુઓમાંથી કોઈને પોતાની તપસ્યાદ્વારા આ જડીબુટ્ટીની ભાળ મળી જાય તે બહુ જ સંભવિત છે, એટલે

હિમાલયમાં તપ કરી આવેલા યોગીઓને આ પ્રશ્ન પૂછવાનું મન સ્વભાવિક રીતે જ થયા કરે છે. ખરેખર આવી કોઈ જડીબુટ્ટી મળી આવે તો દુનિયામાં કોઈ રોગી જ ન રહે. માનવ જાતનું એક મહાન દુઃખ ટળે. પછી તો સૌ પોતપોતાને મળેલા આયુષ્ય પ્રમાણે જીવીને પોતાની મુદત પૂરી થતાં એક દિવસ હસતાં રમતાં ભગવાનના દરબારમાં પહોંચી જાય. એટલે આ સાધુમહારાજને પણ આ પ્રશ્ન પૂછ્યો. તેઓ મારી સાથે સંમત થયા ખરા, પણ હજુ સુધી આવી જડીબુટ્ટી કોઈને મળી આવી હોય તેવું તેમના જાણવામાં નહોતું એમ તેમણે જણાવ્યું. મને ખૂબ નિરાશા થઈ.

સાધુમહારાજને માધુકરી લેવા જવાનો સમય થયો હતો, એટલે અમે ઊઠ્યાં. નદી પાર કરીને ઉતારે આવ્યાં ભોજનાદિથી પરવારીને આજે અમે પણ પેલી ગરુડજીના ગુણ ગાતી સ્ત્રીઓના ટોળામાં ભળ્યાં. ગરુડજીની વિધિપૂર્વક પૂજા કરી, અને નવાં ખરીદેલાં વસ્ત્રોથી અને ફૂલોથી એમને શણગાર્યા. જુદીજુદી ભાષાઓમાં ગવાતાં ગીતોને સમજવા અને લખી લેવા થોડી કોશિષ પણ કરી.

અહીં રોજ બપોર પછી ધોધમાર વરસાદ પડે છે, એટલે સાંજના ગોઠવેલા કાર્યક્રમો બધા જ રદ કરવા પડ્યા. માત્ર મંદિર અને અમારું અતિથિગૃહ એ બે જગા વચ્ચે થોડાં ભીંજાતાં ફરી શકાતું. સાંજ પડ્યે પેલી અખંડ કીર્તનની ઓસરીમાં જઈ બેઠાં. અહીં ભજન કરતા પેલા જટાધારી સાધુમહારાજનો થોડો પરિચય મળ્યો. એમનું નામ શ્રી પાર્વતીકર. તેઓ મુખેથી હરિભજન અને "નારાયણ" નામ સિવાય બીજું કંઈ બોલતા નથી. એમની પાસે ત્રણ જાતનાં વાદ્યો ખાસ કરીને હોય છે. (૧) સ્વરમંડલ (૨) રુદ્રવીણા (૩) સિતાર. આ ત્રણે વાદ્યો પર એમનો અદ્ભુત કાબુ છે. સ્વરમંડલમાં અંગ્રેજી સંગીતની હાર્મની (સંવાદિતા)નો બહુ જ સુંદર સંયોગ કરવામાં આવ્યો છે. ત્રણ જુદાજુદા ટુકડાઓમાં ગોઠવાયેલું

આ સ્વરમંડલ તેઓ ત્રણ રીતે બજાવે છે. તર્જનીથી બજાવે છે, પેન્સિલથી હળવા આઘાતો આપીને બજાવે છે અને એના તારોને મેળવવાની નાની લોખંડની ચાવીથી પણ બજાવે છે. તાલ પર પણ એમનો એટલો સુંદર કાબુ અને ગણતરીમાં એટલા બધા એક્કા કે સમપર આવતાં નોટેશનનો છેલ્લો ટૂકડો એક વાર લઈને સમપર આવે, બે વાર લઈને આવે, ત્રણ વાર લઈને આવે અને પછી આપણે જેટલી વાર કહીએ અને જેવી રીતે કહીએ તેટલી વાર આઠ વાર, દસ વાર, લઈને પણ અજબ રીતે અને જરા પણ દેખીતા પ્રયત્ન વગર એકદમ આસાનથી સમપર આવી જાય. છેલ્લો નોટેશનનો ટૂકડો અને તેની આગળની નોટેશન છોડી લઈને એ ટૂકડો દોઢ બનાવીને એ દોઢ ટૂકડાને પણ જેટલી વાર કહો તેટલી વાર લઈને પાછા જાણે રમતા રમતા સમપર હાજર થઈ જાય. આજે વર્ષોથી એમની પ્રતિજ્ઞા છે કે હરિભજન સિવાય બીજું કંઈ મુખેથી ઉચ્ચારવું નહિ અને આ પ્રતિજ્ઞાને તેઓ સખત રીતે પાળે છે. આખો દિવસ રોજ રોજ ગાવાથી એમનો કંઠ જરા જાડો થઈ ગયેલો. તે છતાં તેઓ બજાવતા, ગાતા અને ગવડાવતા પણ હતા.

આરતીનો સમય થતો હતો. એટલે ધીમેધીમે બધાં મંદિરમાં પહોંચતાં હતાં. અમે પણ ભગવાનની સમક્ષ જઈ પહોંચ્યાં. દિવસનાં પાંચ દર્શન: પ્રાત.નિર્વાણ દર્શન, સ્નાનદર્શન, શણગાર અને પૂજા-દર્શન, સાંધ્ય આરતીદર્શન અને રાત્રે પાછું નિર્વાણદર્શન. એમાંથી એક પણ ગુમાવવાનું મન નહોતું થતું. એટલે જ્યાં હોઈએ ત્યાંથી દોડીને સમય પર મંદિરે પહોંચી જતાં હતાં. જિંદગીમાં ક્યારેય ન અનુભવી હોય તેવી માનસિક શાંતિ અને અવર્ણનીય આનંદનો અનુભવ અહીં દરેક પળે અનુભવતાં હતાં. આ સ્થાન ખરેખર શાંતિ અને આનંદનું ધામ લાગતું હતું. અહીં આવતાં જાણે એવી લાગણી થતી હતી કે આપણે આપણા કોઈ ચિરપરિચિત જૂના સ્થાનમાં આવ્યાં છીએ. ચિંતા, પરિતાપ, થાક, દુઃખ, રાગ, દ્વેષ, બધાંને ભૂલીને

બસ હલકાં ફૂલ બની જવાનું અને માત્ર એક જ આનંદદાયક ધ્યાનમાં લીન થવાનું આ પરમ સ્થાન હતું એવું લાગતું હતું. ઘણીવાર મને હેરાન કરતો માથાનો દુઃખાવો તો ક્યાંય ભાગી ગયો હતો અને એક પ્રકારની અજબ શીતળતા માથામાં લાગતી હતી. અહીં મળતાં લોકો પણ જાણે ભૂલાયેલા અને ખોવાયેલાં સ્વજનો પાછાં આવી મળ્યાં હોય તેવાં પ્રિય લાગતાં હતાં. ઉતારે જઈને વાળુ પતાવીને પાછાં ભજન સાંભળ્યાં અને નિર્વાણદર્શન કર્યાં બાદ ઉપર જઈને બિસ્તરામાં પડ્યાં પડ્યાં આજના રંગબેરંગી અનુભવોનો વિચાર કરતાં કરતાં નિદ્રાધીન થયાં. આજે પ્રમાણમાં ઠંડક વધારે હતી. એટલે થોડી જ વારમાં થરથર ધ્રૂજતી આરતીએ મને જગાડી. ને ઠંડીને લઈને એના હાથપગમાં કેમે ગરમી આવતી નહોતી એટલે એ ઊંઘી શકતી નહોતી એમ જણાવ્યું. જો કે મારા હાથપગ પણ અકડાઈ તો ગયેલા જ. એને હાથેપગે ઝડપથી મસાજ કરીને પાછા ગરમ મોજા પહેરાવી દીધા અને બીજાં વધારાનાં ઓઢવાનાં ઓઢાડીને હજુરી દીધી. થોડીવારમાં એને ઊંઘ આવી ગઈ હોય તેમ લાગ્યું.

દોરાઈ ગઈ છે. કુદરતની અજબ કરામત અને કારીગરીનાં તાદૃશ્ય દર્શન કરાવતા આ નેત્રે અમને ખૂબ આશ્ચર્યમાં મૂકી દીધાં. અમે એ ખડકના પથ્થરને ઝીણવટથી તપાસવા માંડ્યો એમાંથી થોડુંક ખણી જોવાનો પ્રયત્ન કરી જોયો અને આવી રેખાઓ કેમ કરીને દોરાઈ હશે તેનો અંદાજ કાઢવા માંડ્યો અમારા ગોર શ્રી પાલીવાલને પણ આ વિષે પૂછી જોયું તો તેમણે જણાવ્યું કે હજારો વર્ષોથી આ નેત્ર અહીં છે. આમાં કોઈની વિશેષ ચાંચ બૂડે એવું લાગ્યું નહિ. એટલે આશ્ચર્યવિમુગ્ધ નયને અને નત મસ્તકે મહાન કલાકાર કુદરતના આ અદ્દભુત સર્જનને પ્રણામ કરીને સંતોષ માન્યો.

હવે જ અમને આસપાસ જોવાની ફુરસદ મળી. શેષની આસપાસ જાણે સૌન્દર્ય જાતે દેહ ધારણ કરીને ઊતરી આવ્યું હોય તેમ લાગ્યું. બાજુમાં એક નાનું તળાવ હતું. આસપાસ બરફાચ્છાદિત પહાડો વિસ્તરેલા હતા. અહીંની અનંત શાંતિમાં જાણે હિમાલય પ્રેરણા આપી રહ્યો હતો. પેલા સરોવરને કાંઠે મહાકાય નંદી જેવા એક શ્યામરંગી પાષાણ પર વિચાર કરતાં કરતાં સમાધિ લાગી ગઈ. ઓહોહોહો...આ વિશાળતા, આ ચોમેર છવાયેલી નિસર્ગ, આ જરા દૂરથી વહી જતી અલકનંદાનો મધુર નિનાદ, આ આસપાસ વહી રહેલાં ઝરણાંનો શાંત મર્મર ધ્વનિ, સુંદર નાનાંશાં સરોવરમાં પોતાનું પ્રતિબિમ્બ પાડી રહેલા પહાડો અને એ સરોવરમાં હવાના નાનાશા ઝોકે શાંત સપાટી પર રમતિયાળ તોફાન મચાવી જતાં મોજાંઓ, કુણાંકુણાં હરિત તૃણોની અંદર હજુ પણ ચમકતા મૌક્તિક બિન્દુઓ, પીળા અને લવન્ડરરંગી ફૂલોની પથરાયેલી જાજમ, આ બધું એટલું તો દિવ્ય અને અદ્દભુત લાગતું હતું કે એનું વર્ણન કરવાને કોઈ દૈવી કલમ જોઈએ. ભલભલા કવિઓની ઉપમાને ઝાંખી પાડે એટલું સૌન્દર્ય ચોમેર છૂટથી વેરાયેલું પડ્યું હતું. શાંતિ હતી, અનંત શાંતિ હતી, પણ નિષ્પ્રાણ શાંતિ નહોતી. આ શાંતિને પણ જાણે માનવહૈયા જેવું ધબકતું હ્રદય હતું. એવી હતી એ શાંતિ, સાકાર, સગુણ, અને સજીવ. ચારેપાસ વિસ્તૃત

નિસ્તબ્ધતામાંથી પણ જાણે સતત સંગીત ગૂંજતું હતું. કોઈ કોઈ જોડે બોલતું નહોતું. બોલવાનું મનજ નહોતું થતું. કુદરત જ બોલી રહી હતી અને પોતાની આ હળાહળભરી સમૃદ્ધિનો ખ્યાલ આપી રહી હતી. આવા સુંદર અને કાવ્યમય વાતાવરણમાં અમારે અમારા કર્કશ સ્વરો ઉમેરીને ભંગ નહોતો પાડવો. આરતી એક નાના ઝાડ તળે બેસીને મુગ્ધ દૃષ્ટિએ બધું નિહાળી રહી હતી, માસીબા વળી ધીમે ધીમે ચાલતાં ચાલતાં જ બધું જોવામાં આનંદ લેતાં હતાં. અમારી સાથે આવેલા ગોર શ્રી પાલીવાલજી સરોવરને કાંઠે બેસીને મનમાં શ્લોકો ગણગણતા હતા, અને અને હું પેલા વિશાળકાય ખડક પર બેસીને આ સૌન્દર્યરસ પીતી હતી. કોઈ કોઈને વિક્ષેપ કરવા ચાહતું નહોતું પણ થોડે દૂર અમારાં કેમેરા, છત્રીઓ અને ઓવરકોટ વગેરે શુષ્ક સાધનોનો ઢગલો આ દિવ્ય, રમણીય સૃષ્ટિમાં જરા વિક્ષેપ પાડતો હતો. આમ ને આમ કેટલો સમય વહી ગયો તેનું કોઈને ભાન નહોતું. આખરે અમારી આ સૌન્દર્યસમાધિમાં ભંગ પાડ્યો આકાશમાંથી ટપકતાં થોડાંક મૌક્તિકબિન્દુઓએ. પહાડની પેલે પારથી ઉપર આવતા સૂર્યનારાયણને એક વાદળાએ લગભગ અર્ધોપર્ધો ઢાંકી દીધા અને સૃષ્ટિ પર પોતાનું વર્ચસ્વ જમાવવાનો પ્રયત્ન કર્યો. અમે થોડીવાર તો આ વરસતા જલબિંદુઓને ઝીલવાનો આનંદ માણ્યો, પણ આખરે પેલા શુષ્ક ઢગલાનો આશ્રય લઈને પાછા સ્વસ્થાને પહોંચવા ઝડપથી પગલાં ઉપાડ્યાં.

પુલ ઉપરથી આવતાં તો વરસાદ રહી ગયો. ઋષિગંગાને વળોટીને ગામ નજદીક આવ્યાં. અહીં એક સુંદર કમાનને લીલાં તોરણોથી શણગારીને ગામનાં પ્રતિષ્ઠિત સજ્જનો અને મંદિરના કાર્યકર્તાઓ મુનશી કાકાનું સ્વાગત કરવા ઊભેલા. અમે પૂછી જોયું કે તેઓ કેટલા વાગે આવી પહોંચશે. પણ એ લોકો કંઈ ચોક્કસ કહી શક્યાં નહીં. નગારાં અને ત્રાંસાં વાગ્યા જ કરતાં હતાં. ગામમાં પણ તેમનું [illegible] જનોમાં [illegible] ખૂબ ઉત્સાહ જણાતો હતો.

પાછળથી અમને ખબર મળ્યા કે તેઓ છેક એક વાગે પહોંચવાના હતા. એટલે નિરાંતે ભોજન આદિ પતાવીને ગપ્પાં મારતાં બેઠાં. થોડી જ વારમાં અમને ઢોલત્રાંસાંના અવાજે નજદીક આવતા જણાયા, એટલે અમે બહાર નીકળ્યાં અને નીચે ઊતરવા લાગ્યાં. એટલામા તો એ બધું સરઘસ આવી પહોંચ્યું. મોખરે મુનશી કાકા અને શ્રીમતી મુનશી હારતોરામાં શોભી રહ્યાં હતાં. અમને જોઈને મુનશી કાકાએ બૂમ પાડી કે "કેમ પૂર્ણિમા, આરતી, કેમ છો?" અમે ૨૫-૩૦ પગથિયાં ઊતરી નીચે જઈને પ્રણામ કર્યા. અને સામેનાં એક સુંદર અતિથીગૃહમાં એમની સાથે ગયાં. સૌથી પહેલાં તો મુનશી કાકાએ અમારાં બંધાંની તબિયતની જડતી લઈ લીધી. આરતીને થયેલાં ઉધરસ અને શરદી જોઈને એમણે તરત જ એમની સાથે લાવેલા ડૉક્ટરને બોલાવી મંગાવ્યા અને ઇંજેક્શન અને બીજી દવા અપાવી. એના ખડી ગયેલા કાંડા પર પણ દવા લગાડી ને મજબૂત પાટો બંધાઈ ગયો. તેઓએ અમને પાછા ફરતા પ્રવાસમાં એમની સાથે રહેવા અને નૈનીતાલ આવવા જણાવ્યું. તેઓ ધીરેધીરે આરામથી હરદ્વાર થઈને જવાનાં હતાં, એટલે એમાં અમારા ચાર દિવસ વધારે નીકળી જાય તેમ હતું. હરદ્વારથી તેઓ સીધા નૈનીતાલ પહોંચવાના હતા. એટલે અમે કહ્યું કે તે દરમિયાન અમે આલમોડા, કૌસાની અને રાણીખેત વગેરે સ્થળોએ ફરીને નૈનીતાલ પહોંચશું. મુનશી કાકાએ અમારે માટે પ્રોગ્રામ ઘડી આપ્યો અને બધી જગાએ તારો કરાવી આપ્યા. અહીંની આનંદમય ભૂમિમાં આજે વળી વિશેષ આનંદ અને ઉત્સાહ જણાતો હતો. આખો દિવસ જૂદા જુદા કાર્યક્રમોમાં અને સ્થળો જોવામાં એમની સાથે બહુ જલદી પસાર થઈ ગયો. સાંજની આરતીનાં પણ સુંદર રીતે દર્શન કર્યાં.

અમારી સાથે આવેલા લોકોનો વિચાર આવતી કાલે જ તા. ૧૮ મીએ પ્રભાતમાં બદરીધામ છોડવાનો હતો. તેઓને જલદી પીપલકોટી પહોંચવું હતું. પણ અમારું મન હજુ ધરાયું નહોતું. વળી આ ધામમાં

ફરી ફરીને આવવાનું બનવાનું નથી એમ સમજીને એક વધારે દિવસ રહેવાની ઇચ્છા રોકી શકાઈ નહીં. એટલે અમારી ત્રણ ડોળીઓ, બે ખચ્ચરો, એક મજૂર અને એક ગાઈડને અહીં રાખીને અમે તા. ૨૦ મીએ પીપલકોટી એ લોકોને મળી જઈશું એમ નક્કી કર્યું.

બીજે દિવસે સવારમાં એ લોકોને વિદાય કરીને અમે સ્નાનાદિથી પરવારીને મંદિરમાં ગયાં. આજે મુનશીકાકા તરફથી પૂજાવિધિનો સુંદર કાર્યક્રમ હતો. ત્યાર બાદ બાજુના એક નાના ગામમાં શ્રી ઉર્વશી-મંદિરના દર્શને ગયાં. બટાટાનાં ખેતરો ખૂંદતાં ખૂંદતાં એ ગામે પહોચ્યાં. મંદિર પુરાણું અને નાનું હતું. અહીં એ ગામની બધી જ સ્ત્રીઓ ભેગી થયેલી. યુવાન, આધેડ અને વૃદ્ધા બધી જાતની સ્ત્રીઓ હાજર હતી. ચાંદીના ભારે દાગીના અને પોતાને હાથે વણેલાં મજબૂત, જાડાં રંગબેરંગી ઉનનાં કપડાં આ સ્ત્રીઓએ પહેર્યાં હતાં. તેઓ પોતાને માટે વરસભરમાં બે જ કપડાં વણે. એમને વધારેની જરૂર પડે નહીં. અને જરૂર નહીં એટલે વણીને સંઘરો શા માટે કરવો? આ સાદો સીધો અપરિગ્રહનો નિયમ આ લોકોએ બરાબર સમજીને વ્યવહારમાં ઉતારેલો જણાયો. આમાંની કેટલીક વૃદ્ધ સ્ત્રીઓ દાગીનાની અજબ શોખીન લાગી. કાનના અને નાકના છેદ લચીને આપણી આંગળી અંદર ઘૂસી જાય તેટલા મોટા થઈ ગયેલાં, તે છતાં એની અંદર મોટા ભારે દાગીના હીંચકા ખાતા હતા. એક બાઈનો કાન તો વજનને લઈને તૂટી ગયેલો, એટલે એ તૂટેલા ભાગને નીચે લબડતો રાખીને જરા ઉપરથી બીજો છેદ પડાવીને એ બાઈએ પોતાના કાનને દાગીનાથી પાછો શોભાયમાન કરેલો. આ બાઈઓને પોતાના પશુધન ઘેટાં, બકરાં પર બહુ જ પ્રેમ હોય છે. અહીંની ઠંડીમાં એના રક્ષણ માટે અને એના ચારા માટે તેઓ સતત ચિન્તિત લાગતી હતી.

સાંજના મુનશીકાકાના નિવાસસ્થાને શ્રી પર્વતીકરજીના સંગીતનો અત્યંત સુંદર કાર્યક્રમ સાંભળ્યો. એમણે ભજનો ગાવા ઉપરાંત સ્વર-



શિશિરમાં શું દિસતી વસન્ત

## ૧૯. વસમી વિદાય

अद्य मे सफलं जन्म, अद्य मे सफला यात्रा।
अखंड पुण्यानाम् फलमिव यात्रा सुखकर:

સવારમાં વહેલાં ઊઠીને પરવારીને ઝટપટ સામાન બાંધી લીધો અને મજૂરોને સોંપી દીધો. પછી પ્રાર્થના કરતાં બેઠાં હતાં તેવામાં અમારા ગોરજી હાથમાં થાળી અને બીજી પૂજાની સામગ્રી સાથે આવી પહોંચ્યા. એમની થાળીમાં, એમણે બદરીપુરીની રચના કરેલી. બે મોટાં માટીનાં ઢેફાં મૂકીને એને નર નારાયણ પર્વત બનાવેલા. વચમાં પાણીની નાની નીક વહેતી હતી તેને અલકનંદા સમજવાની અને એને કાંઠે એક ધજા ખોસી દીધેલી તેને મંદિર સમજવાનું. આસપાસ લીલોતરી વાવી દીધેલી. આ બદરીપુરીની અમારે પૂજા કરવાની હતી. અમને તો એ થાળીમાંની રચના જોવામાં જ ઘણો રસ પડયો અને આ વિચાર પણ ખૂબ ગમ્યો. આજે તો પાલીવાલજીએ પૂજા કરાવતાં બદરીપુરીની પ્રશસ્તિના ખૂબ સુંદર શ્લોકો સંભળાવ્યા. એમને દક્ષિણા આદિથી તૃપ્ત કરીને અમે આ ગૃહમાંથી છેલ્લી વિદાય લીધી અને મંદિરમાં પહોંચ્યાં. મંદિર તો ૭ વાગ્યા પહેલાં ખૂલે નહીં એટલે મંદિરને માથું અડાડીને શ્રી બદરીશ્વરને પ્રણામ કરીને વિદાય લીધી. દ્વારિકાપુરી, રામેશ્વર અને જગન્નાથપુરીની યાત્રા કર્યા બાદ આ મોટી શ્રી બદરીકેદારનાથની યાત્રા

પૂરી કરીને ચારે ધામના દર્શનનો આનંદ અને સંતોષ એક બાજુથી થતા હતા ત્યારે બીજી બાજુથી આ ધામ છોડતાં મનમાં કિંચિત દુઃખનો પણ અનુભવ થતો હતો. આવી મહાન યાત્રા જીવનમાં એક જ વાર કરી શકાય છે. તે છતાં મનમાં એમ થયું કે ફરી અહીં અવાય તો કેવું સારું ! બહાર ઊભેલા બ્રાહ્મણો અને ભિક્ષુકોને સંતોષીને અમે મંદિરને છેલ્લીવાર આંખ ભરીને જોઈ લીધું અને પગલાં ઉપાડ્યાં. ગામ વટાવીને પુલપર આવ્યાં. ફરી ગામ આખાને નિહાળી નિરખીને જોયું. સામે દેખાતા નીલકંઠને અમે વિદાયની અદબભરી સલામ કરી. સદાનો મોહક એ રૂપેરી પહાડ આજે તો વળી અવર્ણનીય લાગ્યો. એની ટોચ આકાશમાં મળી જતી હતી. આ ટોચ પર પહોંચાય તો સીધું સ્વર્ગમાં પહોંચી શકાય. પણ અનધીકારી લોકો પહોંચી જ શકતાં નથી. અને એ સદાનો હસતો બધાંને આમંત્રણ આપીને બોલાવતો જ રહે છે. શ્રી પાલીવાલ અમારી સાથે લગભગ દોઢ માઈલ વળાવવા આવ્યા. તેમને પાછા વિદાય કરીને અમે અમારો એકલ પ્રવાસ આરંભ્યો આ પહાડી રસ્તાઓમાં એકલા પ્રવાસ કરતાં પહેલાં તો જરા ભય લાગ્યો ખરો, પણ અમારી સાથેના મજૂરો અને ડોળી- વાળાઓ એટલા બધા ભલા હતા એટલે એ ભય તદ્દન નિષ્કારણ હતો. રસ્તે થોડેથોડે અંતરે લોકો "શ્રી બદરીવિશાલકી જય" બોલાવતા મળતા હતા. અમે પણ સામે એ જ જયકારનો પડઘો પાડતા આગળ વધતા હતા. રસ્તામાં બદરીપુરીમાં બેત્રણ વાર મળેલા તહેસીલદારનો ભેટો થયો એટલે જરા નિરાંત થઈ. તેઓ અમારી સાથે જ ચાલવા લાગ્યા.

અમારે જમણે હાથે અલકનંદા પણ જાણે અમને વળાવવા આવતી હોય તેમ સાથે સાથે નીચે ખીણમાં વહેતી હતી. અને પેલે પાર મોટા મોટા પહાડોની ગોદમાં નાનાં બચ્ચાંઓ જેવાં ગામડાંઓ દેખાતાં હતાં. એટલામાં એક તદ્દન સીધા ચઢાણવાળો વિકટ પહાડ દેખાયો. એની અધવચ્ચેની એક તદ્દન નાની ધાર પર અત્યંત

પહોંચી ગયાં. અહીં જ્યોતિર્મઠમાં ગામને નાકે બદરીનાથ મંદિરનો એક સુંદર બંગલો છે. તેમાં અમારે રહેવાની ગોઠવણ થઈ હતી. અહીં આવી હાથમોં ધોઈને મંદિરમાં ગયાં દર્શનાદિથી પરવારીને આંગણામાં ફલાહારી બાબાનું પ્રવચન સાંભળ્યું, હજુ આરતી થવાને વાર હતી, એટલે ત્યાં સુધીમાં પેલા શ્વેતકમલના સુંદર વૃક્ષને જરા નજીકથી જોઈ આવ્યાં. આરતીનાં દર્શન કરીને પાછાં ઉતારે ગયાં. ઘણા દિવસો પછી આજના ભોજનમાં અમને ત્રણચાર જાતનાં લીલાં શાક અને પાંદડાંવાળી ભાજી મળ્યાં. ભોજનથી પરવારીને વરંડામાં બેઠાં હતાં, તેવામાં અમારા મજુરો, ખચ્ચરવાળા અને ડોળી વાળાઓ આવીને સામે બેસી ગયા. આવતી કાલે સાંજે પીપલકોટી પહોંચીને એ લોકો અમને છોડી જવાના હતા. અને ત્યાંથી બસમાં અમારો પ્રવાસ શરૂ થવાનો હતો. એટલે આજે સુખદુઃખની વાતો કરવા અને અમારી પાસેથી અમારા દેશની હકીકતો જાણવા એ લોકો ભેગા થયા હતા. એમાંથી બેત્રણ જણાએ તો અમારી સાથે મુંબઈ આવવાની ઇચ્છા બતાવી. અને પેલો ગોરો ગોરો ગભરુ બોજી કિશોર. તો એટલો બધો ઇંતેજાર લાગ્યો કે ઘડીભર મન થઈ આવ્યું કે એને સાથે મુંબઈ લઈ જઈએ. આમાંના કેટલાક તો ચમોલીથી આગળ નહોતા ગયા. બેત્રણ જણા વળી હરદ્વાર સુધી જઈ આવેલા અને ત્યાંનાં મોટાં મકાનો, રેલવેગાડી વગેરેની વાતો કરીને બીજાને આશ્ચર્યમાં મૂકી દેતા. પણ સૌથી વધારે ફરી આવેલો મારો ડોળીવાળો રામચંદર નીકળ્યો. એ તો બેંગ્લોર મુંબઈ વગેરે સ્થળોએ એક સાહેબની સાથે ૭ મહિના ફરેલો. તેથી બાકીના બીજા બધા એને સારું માન આપતાં. એ લોકોને આપણા દેશની વાતો કહી અને અહીંનાં કામગાર લોકોની સ્થિતિની, વાતો કહી. દેશને સ્વાતંત્ર્ય મળ્યા પછી મજૂરોની સ્થિતિ કેવી સુધરવા માંડી છે, તેઓ પોતે પણ પોતાનું ભલું શેમાં છે તેસમજતા, શીખ્યા, શિક્ષણનું મહત્ત્વ સમજ્યા છે, વગેરે વાતો કરી. શારીરિક સ્વચ્છતા અને આરોગ્ય ઉપર કેટલો ભાર મૂકવો જોઈએ તે સમજાવ્યું.

અને છેવટે તમે ન ભણી શકયા તો હવે તમારાં બાળકોને તો જરૂર ભણાવજો જ. તે પણ એમના મનમાં ઠસાવ્યું. નશાખોરી અને બીજાં વ્યસનોથી થતા ગેરફાયદા સમજાવ્યા. સ્ત્રીસ્વાતંત્ર્ય વિષે તો કાંઈ કહેવાનું જ હતું નહીં. કારણ કે એ લોકોનાં ઘરમાં સ્ત્રીઓ જ રાજ ભોગવતી હોય તેવું લાગતું હતું. આખો દિવસ સખત પરિશ્રમ કરીને ઘરમાં રોટલાનું અનાજ લાવનાર અને રોટલો ઘડી દેનાર સ્ત્રીઓ પ્રત્યે આ પ્રજા કૃતઘ્ન નથી હોતી. પેલા સંગીતકાર ડોળીવાળાએ એની ગ્રામ ભાષાનાં થોડાં ગીતો લલકાર્યાં અને પછી સભા બરખાસ્ત કરી.

## ૨૦. ઘરભણી

क्षीणे पुण्ये मृत्युलोके विशन्ति ।

વહેલી પ્રભાતમાં ઊઠીને તૈયાર થઈને બગીચામાં ફરતાં હતાં, ત્યાં માળી આવ્યો અને અહીં જ્યોતિર્મંઠનાં વખણાતાં ખાસ મોટા કદનાં ગુલાબ ફૂલો અને શ્વેતકમલોની ભેટ કરી. એણે તો અમારી ડોળીઓ પણ આ ફૂલોથી શણગારી દીધેલી. આ બગીચામાં સફરજનનાં ઝાડો પણ સારી પેઠે હતાં. નાનાં નાનાં સફરજનો ઢગલાબંધ લાગી ગયેલાં. માળીએ આ ફળો પણ તોડીને અમને ભેટ કર્યાં. આ ખાટાં અને સુગંધીદાર ફળો અમને આગળની બસની મુસાફરીમાં ખૂબ કામમાં આવ્યાં. સમય થતાં અમે જ્યોતિર્મઠ છોડ્યું. રસ્તામાં ગુજરાતી લોકો સારા પ્રમાણમાં મળવા લાગ્યા. દસેક વાગ્યાના સુમારે ગુલાબ-કોટી પહોંચી ગયાં. ત્રણ વાગે પાછાં ચાલ્યાં તો છ માઈલ કાપીને સાંજના પાંચ વાગતાં પીપલકોટી પહોંચી ગયાં. અહીં અમારી પાર્ટીના આગળ આવેલાં લોકો મળી ગયાં. ડોળીવાળાઓને બક્ષિસોથી સંતોષીને ડોળીઓ પણ એમને જ ભેટ આપી દીધી.

આ ગામ તો બસ, મોટરો, અને યાત્રીઓથી સદા ધમધમતું જ રહે છે. અહીંથી જ પગપાળા યાત્રાનો આરંભ થતો હોઈને શહેરી અને ગ્રામ્ય વસ્તીનો સારો સુમેળ સધાયો છે. અમારે ચમરી ગાયની

પૂંછડીઓ ખરીદવી હતી. એટલે અમે બજારમાં ફરવા લાગ્યાં. ત્યાં તો સિનેમાનાં ભૂંડાં ભૂખ ગીતો આ ભૂમિની શાંતિ અને પવિત્રતા બગાડતાં સાંભળ્યાં. અને થોડે થોડે અંતરે સિનેમાની ભમરાળી જાહેરખબરો પણ દેખાવા લાગી. આધુનિક સંસ્કૃતિની મર્યાદારૂપ આ અનૈસર્ગિક ચીજો અહીં હિમાલયની ગોદમાં વસતાં કુદરતનાં બાળકો પાસે પણ આવી પહોંચેલી જોઈને ખૂબ દુઃખ અને ગ્લાનિ અનુભવ્યાં. બીજે દિવસે વહેલી સવારમાં બસમાં ગોઠવાયાં અને બદરી વિશાલ કી જય બોલાવીને પ્રવાસ શરૂ કર્યો. રસ્તે દુઃખમોચની ગંગા મળી. નંદ-પ્રયાગ પાસે ત્રિશૂલ પર્વતમાંથી નીકળી આવતી નંદાકિની અને અલકનંદાનો સુંદર સંગમ જોયો. એમ કહેવાય છે કે કણ્વ ઋષિએ અહીં તપશ્ચર્યા કરી હતી. અને અહીં જ એમનો આશ્રમ હતો. આ ગામનું પ્રાચીન નામ તો કણ્વાશ્રમ છે. તે પરથી અપભ્રંશ થઇને આજે "કનાસૂ" પણ કહેવાય છે. ત્યાર બાદ રાજા નંદે અહીં મોટો ભારી યજ્ઞ કરેલો એટલે ત્યારથી આ ગામનું નામ નંદપ્રયાગ પડી ગયું. આ કણ્વાશ્રમથી લઈને સરસ્વતીના તટ સુધી એટલે વર્તમાન બદરીધામથી થોડે આગળ સુધીનો બધો પ્રદેશ સ્થૂલ બદરીકાશ્રમ કહેવાય છે. વિશ્વામિત્રની કન્યા અને કણ્વઋષિની પાલિતા પુત્રી શકુંતલાના રાજા દુષ્યંત સાથે ગાંધર્વવિવાહ પણ અહીં જ થયેલા

પ્રાચીન ભારતમાં આ ભૂમિમાં દર્શન શાસ્ત્રનાં વિદ્યાલયો પણ ઘણાં હતાં. દર્શનશાસ્ત્રના આચાર્ય શ્રી. કપિલમુનિ હરદ્વારમાં એક વિદ્યાલય ચલાવતા હતા. કશ્યપજી બદરીનાથમાં, ગૌતમ ઋષિ મંદાકિનીના તટ પર, શ્રી. વ્યાસજી અને જૈમિની સરસ્વતીના તટ પર આવાં વિદ્યાલયો ચલાવતા હતા.

રસ્તે દૂરથી વૃદ્ધ બદરી અને ધ્યાન બદરી દેખાયાં. કર્ણપ્રયાગ પાસે કર્ણગંગા અને અલકનંદાનો સંગમ જોયો. "પાવડી" પહોંચતાં પહેલાં રસ્તે "ગોચર" નામનું ગામ મળ્યું. આ ગામ અને રસ્તાઓ

ઘણાં વિશાળ અને સ્વચ્છ હતાં. ગામ પ્રમાણમાં ઘણું સપાટ હતું. રસ્તાની બેઉ બાજુએ ઓટલાવાળા મોટામોટા પીપળાઓ અને એની છાયામાં વિશ્રામ કરતા મજૂરો અને યાત્રીઓ દેખાતા હતા. સ્કૂલો અને વ્યાયામશાળાનાં ખુલ્લાં મેદાનમાં કસરત કરતાં બાળકોને જોઈને ખૂબ આનંદ આવ્યો રુદ્રપ્રયાગ અને શ્રીનગરને રસ્તામાં ટાટા કરીને બપોરના ૩ા વાગે પાવડી ગામે પહોંચ્યાં.

આ એક સુંદર આબોહવાવાળું અને ડામરના રસ્તાઓવાળું સુઘડ, સ્વચ્છ અને સુસંસ્કૃત ગિરિનગર છે. ગઢવાલ ડિસ્ટ્રિક્ટનું મુખ્ય મથક હોઈને કલેક્ટરનો મુકામ લગભગ ત્યાં જ હોય છે. આ સ્થાન ૫૫૫૦ ફૂટ ઊંચાઈ પર વસેલું છે. અને અહીંથી હિમાલય પર્વતની હિમાચ્છાદિત સાત સાત હારમાળાઓ દેખાય છે. રાણીખેત અને આલ્મોડા વચ્ચે આવતું કોસાની ગામ પણ આવા જ સાત હારમાળાના દૃશ્ય માટે પ્રખ્યાત છે. એનું વર્ણન પછી જોઈશું. અહીં સ્કૂલ, કોલેજ, પોસ્ટઑફિસ, તારઘર, ટેલિફોન, હૉસ્પીતાલ વગેરે હોવાથી વસ્તી પણ સારા પ્રમાણમાં છે. સ્કૂલના વિદ્યાર્થીઓ અને કોલેજીયનોનાં ટોળાં રસ્તામાં આમથી તેમ ફરતાં જોવામાં આવ્યાં. ગ્રામપંચાયતની કચેરી અને એવી બીજી બેત્રણ કચેરીઓનાં પાટિયાં લટકતાં જોવામાં આવ્યાં. અહીં જાણે હવા જ બદલાઈ ગઈ હોય તેવું લાગ્યું. પહાડી વસ્તીની અને શહેરી વસ્તીની સંસ્કૃતિના સમન્વય સરખું આ ગામ લાગ્યું. અહીં બદરીનાથ મંદિરની નાની આવૃત્તિ જેવું એક મંદિર છે. અને એમાં શ્રી. બદરીશ્વરની મૂર્તિ સ્થાપેલી છે. ત્યાં જ મંદિરની વ્યવસ્થા તળે યાત્રીઓની સગવડ માટે એકએ માળનું સ્વચ્છ મકાન છે. અહીં જ અમે ઊતર્યાં હતાં.

તે દિવસનાં ૮૦-૮૫ માઈલના બસના પ્રવાસમાં ફેર ચડવાની બીકે અમે સવારથી કાંઈ જ લીધેલું નહીં એટલે તદ્દન દાતણે દાતણ જ હતાં. હમણાં ચાર વાગવા આવેલા એટલે અમે ત્રણે જણાં તો લગભગ

સંધાઈ ગયેલા રીંગણા જેવાં ઢીલાં થઈ ગયેલાં. આરતીનું મોં તદ્દન દયામણું થઈ ગયું હતું. આ નાની છોકરીએ યાત્રામાં અમારી સાથે આનંદથી બધી કઠિનાઈઓ ભોગવી અને અમને જરા પણ ત્રાસ નહોતો આપ્યો. ગામમાં કંઈક મળી જશે ધારીને ઝોળી ઉપાડીને ચાલવા માંડ્યું રસ્તામાં ચંપલે સત્યાગ્રહ કર્યો અને ફડાક દઈને પટ્ટો નીકળી ગયો. એક પહાડી છોકરા પાસે ચંપલ સંધાવી મંગાવ્યા. અહીંની નાની બજારમાં આલુ બુખારા, પ્લમ્સ, રાસબેરી, જંગલી રસવાળી કેરી અને શાકભાજી દેખાયાં. દાલમોઠ અને બરફી પણ મળી ગયાં. અહીંના લોકો ઘણા માયાળુ અને પ્રમાણિક જણાયા. અહીં પાણીની જરા તંગી લાગી. પહાડમાંથી બાંધી લીધેલા ઝરણાંમાંથી નળવાટે બહુ જ પાતળી ધારમાં પાણી મળે છે. અહીંની હવા સ્વાસ્થ્ય-વર્ધક ગણાય છે. ઠંડક પણ સરસ રહે છે, અને પ્રાકૃતિક શોભા તો અનુપમ છે. થોડા દિવસ રહી જવાનું મન થાય તેવી જગા હતી.

બીજે દિવસે સવારમાં પાવડી છોડ્યું. ૫૦ માઈલનો પ્રવાસ કરીને બપોરના ૩ વાગે કોટદ્વાર સ્ટેશને પહોંચ્યાં. અહીંથી અમારે ટ્રેન પકડવાની હતી. ૫।। વાગે અમારે ઊપડવાનું હતું. વેઈટિંગરૂમમાં નાહવાજમવાનું પતાવીને સમય થતાં અમે બદરીનાથની દિશામાં પ્રણામ કરીને ટ્રેનમાં બેઠાં. સાંજના ૭ વાગે નઝીમાબાદ પહોંચ્યાં. અહીંથી અમારે નૈનીતાલ જવા માટે છૂટાં પડવાનું હતું. પેલા માયાળુ દંપતી અને માજીને પ્રણામ કરીને અમે ટ્રેનમાં બેઠાં. વહેલી સવારમાં બરેલી ઊતર્યાં. ત્યાંથી ટ્રેન બદલીને બપોરના ૧૨ વાગતે કાઠગોદામ પહોંચ્યાં. રાજભવનમાંથી અમને લેવા સ્ટેશન આવેલા તેમની સાથે નૈનીતાલ પહોંચ્યાં. બીજે દિવસે સવારમાં આલમોડા, કોસાની અને રાણીખેત જવા માટે ઊપડ્યાં. અમને કોસાની ગામ ખૂબ જ ગમ્યું.

પૂ. સ્વામી શ્રી આનંદનો નાનો સરખો આશ્રમ સરકીટ હાઉસની સામે જ છે. પૂ. સ્વામીજીને પહેલેથી ખબર આપી દીધેલી એટલે

ખાણુ કરવાની ઘણી મજા આવી. અહીંની હવા ખૂબ સ્વાસ્થ્યપ્રદ છે અને વાતાવરણમાં ખૂબ શાંતિ છે. આ સ્થાન તરફ હજુ બહુ લોકોનું ધ્યાન ખેંચાયું નથી. પણ જે લોકો એકવાર આવી જાય છે તે અહીંનું સૌન્દર્ય ભૂલી શકતા નથી. અહીં ઊતરવા માટે હોટેલ વગેરેની સગવડ નથી એ પણ લોકોને ન આવવાનું એક કારણ હોઈ શકે. ડાકબંગલો અને સરકીટ હાઉસમાં પહેલેથી વ્યવસ્થા કરી હોય તો આઠદસ દિવસ આનંદ અને આરામથી રહીને આ સ્થળના નિરાળા સૌન્દર્યને અનુભવી શકાય.

૧૧ વાગ્યાની બસમાં રાણીખેત જવા ઊપડયાં ત્યારે રામદાસભાઈ ગાંધીની પુત્રી સુમિત્રા પણ અમારી સાથે હતી અને સ્વામીજીની સૂચનાનુસાર ૩II માઈલ પર આવતા એક આશ્રમમાં અમારે ઊતરવાનું હતું. અહીં એક ગુજરાતી યુગલ બાર વર્ષથી નાનો આશ્રમ ચલાવે છે. તેઓ પહાડી પ્રજા પાસેથી ઊન લઈને એ લોકો પાસે જ અહીં વણાવે છે અને પછી શહેરોના ખાદીભંડારોમાં વેચાવી આપે છે. નાની નદીના તટ પર વસેલો આશ્રમ, ત્યાં કામ કરતા લોકો અને એમને પ્રેરણા આપનાર આ ગુજરાતી યુગલને મળીને ખૂબ ખૂબ પ્રસન્નતા થઈ. ત્યાંથી રાણીખેત થઈને તા. ૨૮મી એ નૈનીતાલ પહોંચી ગયાં. પૂ. મુનશીકાકા અને શ્રીમતી મુનશીની વાત્સલ્યભરી મહેમાની માણીને દિલ્હી જુને મુંબઈ પહોંચ્યાં.

અહીં આવીને તો પાછાં રોજિંદા જીવનવ્યવહારમાં પડી ગયાં છીએ. સવા મહિનાથી છોડેલાં બાળકો અને સ્વજનોને પાછાં મળવાથી મનમાં આનંદ છે. છતાં હિમાલયનું આકર્ષણ એટલું અનેરું છે કે આ બધું છોડીને પાછું ત્યાં જ જવા મન થયાં કરે. ક્યાંય શાંતિ લાગે જ નહીં. આખો દિવસ અને રાત્રે સ્વપ્નામાં પણ એ જ ડુંગરો, એ જ હિમાચ્છાદિત શિખરો, નદીનાળાં, જંગલોની હરિયાળી, ખીણો અને ત્યાંના સાદાભોળા પહા લોકો દેખાયા કરે નયન

મહિના તો આ જ અસર તળે વિતાવ્યા. ત્યાર બાદ પ્રયત્ન અને વિચારપૂર્વક કંઈક સ્વસ્થતા મળવા માંડી અને ઘર અને બહારની બીજી બાબતોમાં કંઈક મન પરોવાવા લાગ્યું. હજુ પણ આ લખતાં લખતાં તો મન પાછું ત્યાં જ ભમી આવે છે, અને એ જ નરવો આનંદ અને પ્રસન્નતાનો અનુભવ કરી આવે છે. જય શ્રી બદરીનાથજી ! જય શ્રી કેદારનાથજી !

## श्री बद्रीनाथजीकी स्तुति

पवन मंद सुगंध शीतल,
    हेम मन्दिर शोभितम् ।
श्री निकट गंगा बहत निर्मल,
    श्री बद्रीनाथ विश्वंभरम् ॥

शेष सुमिरन करत निशिदिन,
    धरत ध्यान महेश्वरम् ।
श्री वेद ब्रह्मा करत स्तुति,
    श्री बद्रीनाथ विश्वंभरम् ॥

इन्द्र चन्द्र कुबेर दिनकर,
    धूप दीप प्रकाशितम् ।
सिद्ध मुनिजन करत जय जय,
    श्री बद्रीनाथ विश्वंभरम् ॥

शक्ति गौरी गणेश सारद,
    नारदमुनि उच्चारणम् ।
योग ध्यानि अपार लीला,
    श्री बद्रीनाथ विश्वंभरम् ॥

ખાણુ કરવાની ઘણી મજા આવી. અહીંની હવા ખૂબ સ્વાસ્થ્યપ્રદ છે અને વાતાવરણમાં ખૂબ શાંતિ છે. આ સ્થાન તરફ હજુ બહુ લોકાનું ધ્યાન ખેંચાયું નથી. પણ જે લોકા એકવાર આવી જાય છે તે અહીંનું સૌન્દર્ય ભૂલી શકતા નથી. અહીં ઊતરવા માટે હોટેલ વગેરેની સગવડ નથી એ પણ લોકાને ન આવવાનું એક કારણ હોઈ શકે. ડાકબંગલા અને સરકીટ હાઉસમાં પહેલેથી વ્યવસ્થા કરી હોય તો આઠદસ દિવસ આનંદ અને આરામથી રહીને આ સ્થળના નિરાળા સૌન્દર્યને અનુભવી શકાય.

૧૧ વાગ્યાની બસમાં રાણીખેત જવા ઊપડ્યાં ત્યારે રામદાસભાઈ ગાંધીની પુત્રી સુમિત્રા પણ અમારી સાથે હતી અને સ્વામીજીની સૂચનાનુસાર ૩॥ માઈલ પર આવતા એક આશ્રમમાં અમારે ઊતરવાનું હતું. અહીં એક ગુજરાતી યુગલ બાર વર્ષથી નાનો આશ્રમ ચલાવે છે. તેઓ પહાડી પ્રજા પાસેથી ઊન લઈને એ લોકા પાસે જ અહીં વણાવે છે અને પછી શહેરોના ખાદીભંડારોમાં વેચાવી આપે છે. નાની નદીના તટ પર વસેલો આશ્રમ, ત્યાં કામ કરતા લોકા અને એમને પ્રેરણા આપનાર આ ગુજરાતી યુગલને મળીને ખૂબ ખૂબ પ્રસન્નતા થઈ. ત્યાંથી રાણીખેત થઈને તા. ૨૮ મી એ નૈનીતાલ પહોંચી ગયાં. પૂ. મુનશીકાકા અને શ્રીમતી મુનશીની વાત્સલ્યભરી મહેમાની માણીને ૬ઠ્ઠી જુને મુંબઈ પહોંચ્યાં.

અહીં આવીને તો પાછાં રોજિંદા જીવનવ્યવહારમાં પડી ગયાં છીએ. સવા મહિનાથી છોડેલાં બાળકો અને સ્વજનોને પાછાં મળવાથી મનમાં આનંદ છે. છતાં હિમાલયનું આકર્ષણ એટલું અનેરું છે કે આ બધું છોડીને પાછું ત્યાં જ જવા મન થયાં કરે. ક્યાંય શાંતિ લાગે જ નહીં. આખો દિવસ અને રાત્રે સ્વપ્નામાં પણ એ જ ડુંગરો, એ જ હિમાચ્છાદિત શિખરો, નદીનાળાં, જંગલોની હરિયાળી, ખીણો અને ત્યાંના સાદાભોળા પહાડી લોકા દેખાયા કરે. લગભગ ત્રણ

મહિના તો આ જ અસર તળે વિતાવ્યા. ત્યાર બાદ પ્રયત્ન અને વિચાર-પૂર્વક કંઈક સ્વસ્થતા મળવા માંડી અને ઘર અને બહારની બીજી બાબતોમાં કંઈક મન પરોવાવા લાગ્યું. હજુ પણ આ લખતાં લખતાં તો મન પાછું ત્યાં જ ભમી આવે છે, અને એ જ નરવો આનંદ અને પ્રસન્નતાનો અનુભવ કરી આવે છે. જય શ્રી બદરીનાથજી ! જય શ્રી કેદારનાથજી !

## श्री बदरीनाथजीकी स्तुति

पवन मंद सुगंध शीतल,
हेम मन्दिर शोभितम् ।
श्री निकट गंङ्गा वहत निर्मल,
श्री बद्रीनाथ विश्वंभरम् ॥

शेष सुमिरन करत निशिदिन,
धरत ध्यान महेश्वरम् ।
श्री वेद ब्रह्मा करत स्तुति,
श्री बद्रीनाथ विश्वंभरम् ॥

इन्द्र चंन्द्र कुवेर दिनकर,
धूप दीप प्रकाशितम् ।
सिद्ध मुनिजन करत जय जय,
श्री बद्रीनाथ विश्वंभरम् ॥

शक्ति गौरी गणेश सारद,
नारदमुनि उच्चारणम् ।
योग ध्यानि अपार लीला,
श्री बद्रीनाथ विश्वंभरम् ॥

થોડી વસ્તુઓ દાળ, ચોખા, આટો, બટાકા વગેરે રાખવામાં આવે તો આપણી ઉછરતી જુવાન પ્રજા મોટા પ્રમાણમાં એનો લાભ લે, અને આપણી પાસે સૌન્દર્યનો કેવો મોટો ભંડાર પડ્યો છે તેનાં દર્શન કરે, થોડી સાહસિક વૃત્તિ કેળવે અને પરિભ્રમણનો શોખ વધારે.

વિખ્યાત વનચરપ્રેમી જીમ કોર્બેટનું નામ તો ઘણા લોકોએ સાંભળ્યું હશે. એમનાં રસભરી શૈલીમાં લખાયેલાં પુસ્તકો પણ ઘણાંએ વાંચ્યાં હશે. The man-eater of Kumow નામના પુસ્તક-પરથી તો એક ફિલ્મ પણ ઉતારવામાં આવી છે. જીમ કોર્બેટને આ પ્રદેશ, ત્યાંના માણસો, જંગલો, અને જંગલમાં વસતાં પશુપક્ષીઓ પ્રત્યે ખૂબ પ્રેમ હતો. એ બધા સાથે એ અજબ પોતાપણું અનુભવતા. અને તેથી જ એમની જિંદગીનો મોટો ભાગ આ પ્રદેશમાં જ વીત્યો છે. પશુઓની ભાષા પણ તેઓ સમજી શકતા હતા. પશુજીવનનો એમણે ઊંડો અભ્યાસ કરેલો. તેઓ પોતાને એક ભારતીય તરીકે ઓળખાવવામાં ખૂબ ગૌરવ લેતા હતા. જંગલમાં વસેલાં ગામડાંને રંજાડતાં હિંસક પશુઓનો શિકાર કરીને તેઓ લોકોને ખૂબ મદદરૂપ થતા. તેઓ પોતે એક સાહસિક શિકારી હતા. પણ બીજા શિકારી-ઓમાં અને તેમનામાં ફરક એટલો કે તેઓ રંજાડતા પશુઓનો જ શિકાર કરતા, બાકી તો એ પશુઓનાં સુખદુઃખ પ્રત્યે તેઓને હમેશા સહાનુભૂતિ અને અનુકંપા રહેતી. એમનાં પુસ્તકોમાં એમનો પશુઓ પ્રત્યેનો પ્રેમ દેખાઈ આવે છે. The man-eating Leapard of Rudraprayag નામના એમના પુસ્તકમાં રુદ્રપ્રયાગને રંજાડતા એક દીપડા વિષે એમણે બહુ જ સરસ શૈલીમાં વર્ણન કર્યું છે. એ હિંમતબાજ અને લુચ્ચો દીપડો ધર્મશાળાના આંગણામાંથી પણ યાત્રીઓ અને સાધુઓને ઉઠાવી જતો. એક હિંમતવાન સાધુએ મંત્ર-બળે એ દીપડાને વશ કરીને યાત્રીઓનાં દુઃખ ટાળવાની હામ ભીડી. કારણ કે કર્ણપ્રયાગથી અગસ્તમુનિ સુધીના પ્રદેશમાં એ નિરંકુશ વિહરતો અને ૧૯૧૮ થી ૧૯૨૫ સુધી સાતસાત વર્ષો સુધી અનેક માણસો

અને જનાવરોનો ઘાણ કાઢેલો. આખરે એક દિવસ એ સાધુએ મોટી પૂજાવિધિ કરાવી અને મંત્રોચ્ચારો કર્યાં, અને બધાની ના હોવા છતાં ખુલ્લા ચોકમાં સૂતો. એની સાથે બીજા પણ ૧૧ સાધુઓ ખુલ્લામાં સૂતા. એને ખાત્રી હતી કે એના મંત્રોનું બળ એટલું બધું પ્રભાવશાળી છે કે દીપડો ત્યાં આવી શકે જ નહીં. પણ બધાના આશ્ચર્ય વચ્ચે સવારના એ સાધુ જ ગૂમ થયેલો જણાયો, લોહીની નિશાનીએ એ સાધુનો મૃત દેહ મળી આવ્યો. આખરે ૧૯૨૫માં આપણા વિખ્યાત જીમ કોર્બેટે ગુલાબરાય કોટી પાસે આવેલા એક મોટા ઘેઘૂર આંબાનાં ઝાડ પરથી એ દીપડાનો શિકાર કર્યો, અને પહાડી જનતાને એના ત્રાસમાંથી મુક્ત કરી. એમનાં પુસ્તકો રસિક વર્ણનોથી ભરપૂર, અનુભવના નિચોડરૂપ અને વાંચવાની મજા પડે તેવાં છે.

ભારતભૂમિને જીવન પ્રદાન કરતી, આર્યાવર્તની માતાસમી બે મહાન નદીઓના ઉદ્‌ગમસ્થાન અહીં જ છે. અને એ સ્થાનો પર ગંગોત્રી અને જમ્નોત્રીનાં મોટાં મંદિરો છે. આ સુવિખ્યાત તીર્થ-સ્થાનોની યાત્રાએ પ્રતિવર્ષે હજારો યાત્રીઓ જાય છે. આ આખો પ્રદેશ દેવભૂમિ અથવા તપોભૂમિ જ ગણાય છે. અહીંનાં લગભગ પ્રત્યેક ગામોમાં પ્રાચીન કાળનાં ઇતિહાસ સાથે જોડાયેલા કોઈને કોઈ દેવ યા દેવીનાં મંદિરો છે. અને કેટલીક જગાઓ પર તો નિયમિતરૂપે મોટા મોટા મેળાઓ ભરાયા કરે છે. ભગવતી નંદાદેવીનાં મંદિર તો લગભગ આખા કુમાઉ પ્રદેશમાં વિસ્તરેલાં છે. ગઢવાલ પ્રદેશના વાયુ-મંડલમાં જ કોઈ એવું એક મનને શાંતિ આપનારું આધ્યાત્મિક તત્ત્વ છે કે આ પ્રદેશની યાત્રાએ આવનારા કોઈ એ અસરથી મુક્ત નથી રહી શકતા. આનું કારણ છે કે પ્રાચીન સમયના અનેક ઋષિમુનિ અને તપસ્વીઓએ આ ભૂમિમાં તપ કરીને સાધના કરીને સારીયે ભારતભૂમિમાં ધર્મનો સ્રોત વહાવ્યો હતો. અને એથી જ દર વર્ષે આવતા યાત્રાળુઓ દ્વારા ભારતવર્ષ સાથે ગઢવાલનો સંબંધ અમુક અંશે અતૂટ રહ્યો છે.

જ્યાં સુધી ગંગા જમનાનાં પવિત્ર જળ ભારતવર્ષને મળ્યા કરશે ત્યાં સુધી એટલો જ પવિત્ર ધર્મપ્રવાહ આ પ્રદેશમાંથી ભારતને સંજીવની આપતો વહ્યા જ કરવાનો. ઉત્તરાખંડ સનાતન ધર્મનો સ્તંભ છે. એ સ્તંભને સુરક્ષિત, સુસંપન્ન અને સદા ઉન્નત રાખવાની દરેક ભારતવાસીની એક પવિત્ર ફરજ બની રહે છે.

હવે આપણે ગઢવાલ પ્રદેશનો થોડો ઇતિહાસ અને એનાં પ્રાકૃતિક સૌન્દર્યની થોડી વિશેષતાઓ જોઈએ.

ગઢવાલ જિલ્લાનું નામ શા ઉપરથી પડ્યું હશે તે વિચાર સૌને આવે. વર્ષો પહેલાં ગઢવાલ પ્રદેશમાં નાનાનાના કિલ્લાઓ અને ગઢો ખૂબ પ્રમાણમાં હતા. ઊંચી પહાડીઓ પર આવેલા આ કિલ્લાઓમાં નાનાનાના દરબારો, ઠાકોરો, સરદારો અને ઠેકેદારો રહેતા હતા. આ કારણે જ આ પ્રદેશનું નામ ગઢવાલ લગભગ ઈ. સ. ૧૫૦૦ની સાલથી પડ્યું હતું. અહીંના રાજાઓ પંવાર રજપૂતો કહેવાતા. આ પંવાર રજપૂતો ઈ. સ. ૩૮૮માં ગઢવાલમાં આવેલા. અને મહારાજા કનકપાલે રાજ્યધૂરા ગ્રહણ કરેલી. ઈ. સ. ૧૮૦૩ સુધી આ પ્રદેશ ગઢવાલ નરેશ હસ્તક રહ્યો. પણ એ જ સાલમાં ગુરખાઓએ આ પ્રદેશ પર આક્રમણ કર્યું અને દેશ કબજે કર્યો. ત્યારબાદ અંગ્રેજોની સહાયથી ઈ. સ. ૧૯૧૫માં ગુરખાઓને હાંકી કાઢવામાં આવ્યા. આ મદદના બદલામાં લગભગ અર્ધો ગઢવાલ જિલ્લો ઇસ્ટ ઈંડિયા કંપનીને આપવામાં આવેલો. ઈ. સ. ૧૯૪૬માં ટેહરી રિયાસત ઉત્તર પ્રદેશમાં મેળવવામાં આવી. અને હવે ટેહરી ગઢવાલ નામનો એક જુદો જ જિલ્લો બનાવી દેવામાં આવ્યો છે.

ટેહરી ગઢવાલમાં ગંગા અને યમુના નદીનાં પવિત્ર ઉદ્દગમ-સ્થાનો છે. અને બીજી પણ ગંગાને મળી જતી છતાં સ્વતંત્ર રીતે મોટી અને સુંદર નદીઓ છે. અલકનંદા, ધૌલી, નંદાકિની, પિંડર, મંદાકિની, સરસ્વતી, વિરહીગંગા, નયાર આદિ.

ગઢવાલ જિલ્લો હિમાલયની મધ્ય શ્રેણીમાં એટલે શિવાલિક હારમાળાથી ઊંચા પ્રદેશમાં આવેલો છે. અને તેમાં ઘણાં સુપ્રસિદ્ધ શિખરો આવેલાં છે. (૧) ગઢવાલની પૂર્વમાં આવેલું "નંદાદેવી" ૨૫૬૪૫ ફૂટ ઊંચું શિખર છે. (ભારતીય ગણરાજ્યમાં આ સૌથી ઊંચું શિખર ગણાય છે) પચાસ વર્ષથી આ શિખર પર સફળ આરોહણ કરવાના પ્રયત્નો ચાલતા હતા, પણ શિખર અજય રહેલું. આખરે ઈ. સ ૧૯૩૬માં એક એંગ્લો અમેરિકી ટૂકડીના બે માણસો આ મધ્ય હિમાલયની મહારાણી પર ચઢવાને સફળ થયેલા. (૨) ગઢવાલના ઉત્તર ભાગમાં આવેલું ૨૫૪૪૭ ફૂટ ઊંચું "કામેટ" નામનું શિખર છે. ઈ. સ. ૧૯૩૧ માં વિખ્યાત પર્વતઆરોહક શ્રી. એફ. એસ. સ્માઇથ અને એમની ટૂકડીના બીજા કેટલાક સભ્યો આ શિખર પર ચડવાને ભાગ્યવાન થયેલા. (૩) ૨૩૩૬૦ ફૂટ ઊંચાઈ પર આવેલું "ત્રિશૂળ" એક સુંદર શિખર છે, ત્યાં ઈ. સ. ૧૯૦૭માં ડૉ. લોંગ-સ્ટાફ અને ઈ. સ. ૧૯૩૩માં કેપ્ટન ઓલીવર ત્રિશૂળ ચઢવામાં સફળ થયેલા. (૪) ૨૩,૧૮૪ ફૂટ પર આવેલાં "દુણાગિરિ" (દ્રોણગિરિ) નામના શિખર પર ઈ. સ. ૧૯૩૬માં એક સ્વીસ આરોહક ટુકડી ચઢવાને શક્તિમાન થઈ હતી. (૫) "માનાચોટી"નાં શૃંગે ૨૩,૮૬૦ ફૂટની ઊંચાઈએ ઈ. સ. ૧૯૩૭માં શ્રી. સ્માઇથ સફળતા પૂર્વક ચઢી શકેલા. આ ઉપરાંત પણ મધ્ય હિમાલયમાં ૨૪ હજાર ફૂટ અને એનાથી નીચે પણ કેટલાંક પ્રખ્યાત શિખરો આવેલાં છે. જેવાં કે ૨૪,૧૮૦ ફૂટની ઊંચાઈએ આવેલું "અબીગામીન"; ૨૩,૪૨૦ ફૂટ "ચૌખંભા" (બદરીનાથ); ૨૩,૩૨૦ ફૂટ "સતોપંથ"; ૨૨,૭૭૦ ફૂટ "કેદાર શૃંગ"; ૨૨,૦૭૦ ફૂટ "હાથીપર્વત"; ૨૨,૦૨૭ ફૂટ "ગૌરી પર્વત"; ૨૦૧૦૦ ફૂટ "રાતાબન". આ બધાં શૃંગો પરદેશીઓમાં ખૂબ જાણીતાં અને લોકપ્રિય છે. અને છેલ્લાં ૫૦ વર્ષોથી પરદેશી આરોહક ટુકડીઓ નિયમિતપણે દરવર્ષે આમાંના કોઈ ને કોઈ શિખરો પર ચઢવા માટે આવે જ છે. આમાંનાં કેટલાંક શિખરો

ચઢી શકાયા છે, અને કેટલાંક હજી સુધી અજેય રહ્યાં છે. હવે તો તેનસિંગના માઉન્ટ એવરેસ્ટ ઉપરનાં સફળ આરોહણ બાદ ભારતીય પ્રજા પણ આ શોખ પ્રત્યે વિશેષ જાગ્રત બની છે. ભારતીય યુવાનો પણ દરવર્ષે આમાંનાં અને બીજાં કેટલાંક ઓછી ઊંચાઈનાં શિખરો પર ચઢવાને જાય છે. આ પ્રદેશનું હવામાન અને સૌન્દર્ય લગભગ સ્વીટ્ઝરલેંડ અને નોર્વે જેવું છે. એમ પ્રસિદ્ધ આરોહક શ્રી સ્માઈથ અને બીજા પણ કેટલાક પ્રતિષ્ઠિત પ્રવાસીઓનું માનવું છે.

પુરાણોમાં આ પ્રદેશનું નામ "કુબેર ભંડાર" પણ વર્ણવવામાં આવ્યું છે. આ વાતનું પ્રમાણ પણ મળે છે. આ પ્રદેશનાં પહાડો કિંમતી ખનીજ સંપત્તિથી ભરપૂર છે. જેનો હજુ કશો ઉપયોગ નથી થયો. મહાભારતના ઉદ્યોગપર્વમાં એક વાત છે કે પાંડવોએ જ્યારે રાજસૂય યજ્ઞ કર્યો ત્યારે અર્જુનજી બદરીનાથ પાસે આવેલી અલકાપુરીમાં વસતા કુબેર પાસે ધન માગવા ગયેલા. ઈ. સ. ૧૯૩૬માં ઝુરીક વિશ્વવિદ્યાલયના પ્રસિદ્ધ ભૂગર્ભવેત્તા ડૉ. હાઈમ અને ડૉ. ગાન્સર મધ્ય હિમાલયમાં શોધખોળ કરવા આવેલા. તેઓ ગઢવાલમાંથી કેટલાયે મણ પથ્થરો અન્વેષણને માટે સ્વીટ્ઝરલેંડ લઈ ગયેલા. એ લોકોનું કહેવું હતું કે એમણે ઘણી મહત્ત્વની શોધ કરી છે. પણ તે પછી શું થયું તે જાણવામાં આવ્યું નથી. મંડળ ચટ્ટી પાસેની માટી ચાંદી જેવા ચમકતા રૂપેરી રંગની છે. તે વડે ત્યાંની સ્ત્રીઓ લીંપાય છે અને ભીંતો સુંદર રૂપેરી ચળકાટવાળી જોવા મળે છે. આ માટીમાં આલમોનિયમનું તત્ત્વ હોવાથી તે રૂપેરી લાગે છે. ઔંધના રાજાસાહેબ એક વખત આ માટી પોતાની પ્રયોગશાળામાં વૈજ્ઞાનિક શોધ કરવા લઈ ગયેલા. અહીંના પહાડોમાં તાંબું અને લોખંડ પણ વિપુલ પ્રમાણમાં છે. કેટલીક જગાઓનાં પથ્થરો અને કાંકરી આપણે હાથમાં લઈને અંદાજે તોળી જોઈએ તો સાધારણ પથ્થરના વજન કરતાં બમણાં ભારે લાગે છે. આ બધું સૂચવે છે કે આ સમૃદ્ધ અને બંધ રહેલા ભંડારોનાં મોં જો ખોલવામાં આવે તો

આ પ્રદેશનાં નસીબ ખૂલી જાય અને ભારતને પણ જોઈતા પ્રમાણમાં ખનિજો મળી રહે.

આ પ્રદેશનાં લીલાંકુંજાર વનો આયુર્વેદિક ઔષધિઓ અને જડી બુટ્ટીઓથી ભરપૂર છે. એની પણ પૂરતા પ્રમાણમાં શોધખોળ થાય, વિકાસ થાય અને ઉપયોગ કરવામાં આવે તો આખા ભારતવર્ષને પૂરી પડે તેટલી અઢળક વનૌષધિઓ અહીંયાં ભરી પડી છે. હાલમાં તો પ્રતિવર્ષ આ ઔષધિઓ ઊગે છે, સુકાય છે, સડે છે ને આખરે નાશ પામે છે. એમ કહેવાય છે કે રાવણ સાથેના યુદ્ધમાં લક્ષ્મણ જ્યારે ઇંદ્રજિતના શક્તિ બાણથી ઘવાય છે ત્યારે વાયુપુત્ર હનુમાન આ ગઢવાલના ધૌલી નદીના ઘાટમાં આવેલા દ્રોણગિરિમાંથી જ સજીવની બુટ્ટી લઈ ગયેલા. આજે પણ ઘણા સાધુઓ અને ગઢવાલી લોકો આ ઔષધિનો અમુક દર્દોમાં ઉપયોગ કરે છે. મહર્ષિ ચરકે પોતાની ચરક-સંહિતામાં વર્ણવેલી ઔષધિઓનો મોટાભાગ હિમાલયની ઔષધિઓનો જ છે. આ પરથી જણાય છે કે પ્રાચીન કાળમાં આપણે આયુર્વેદ ઉપર જ અને આપણા દેશમાં ઉત્પન્ન થયેલી ઔષધિઓ પર જ આધાર રાખતા હતા. અને તેથી જ તે વખતે દર્દી અને દર્દીઓની સંખ્યા ઓછા પ્રમાણમાં રહેતી.

ગઢવાલમાં મોટા મોટા જલપ્રપાતો વિપુલ પ્રમાણમાં છે. હાલમાં તો આ પ્રચંડ શક્તિ ઉત્પન્ન કરી શકે તેવા જળધોધનો ઉપયોગ માત્ર લોટ દળવાની જળચક્કીઓ ચલાવવામાં જ થાય છે. આ જળપ્રપાતોમાંથી વિજળી ઉત્પન્ન કરીને અનેક પ્રકારના નાના મોટા ઉદ્યોગો ચલાવી શકાય. ગામેગામ વિજળીના દીવા ઝગી શકે. અહીં લાખોની વસ્તીમાં ઘેટાંબકરાં છે. તેના પરથી મોટા પ્રમાણમાં ઊન ઊતરે છે. આ ઊનમાંથી પણ અત્યારે જે રીતે વસ્ત્રો બનાવાય છે તેથી વધુ સારી રીતે ગરમ કાપડ તૈયાર કરીને એ ઉદ્યોગને ખીલવી શકાય. ઉપરાંત તિબેટમાંથી પણ પ્રતિવર્ષ ત્યાંના

## સામાન્ય સૂચનાઓ
## અને યાત્રીએ સાથે રાખવાનો સામાન

યાત્રામાર્ગમાં ધર્મશાળાઓ અને ચટ્ટીઓ સિવાય દરેક ૮–૧૦ માઈલના અંતર પર ડાકબંગલાઓ હોય છે. સાધારણ રીતે તો આ ડાકબંગલા સરકારી અમલદારોને ઊતરવા માટે હોય છે. પણ પ્રવાસીઓને પણ આ ડાકબંગલામાં ઊતરવું હોય તો એ માટે પહેલેથી જ ગોઠવણ કરવી જોઈએ. આ ડાકબંગલાઓ સગવડવાળા, સ્વચ્છ અને સુંદર સ્થાન પર આવેલા હોય છે. એટલે ત્યાં ઊતરવાથી યાત્રાનો અર્ધો થાક અને કંટાળો અદશ્ય થઈ જાય છે. સાધારણ રીતે એક મહિના પહેલાં આપણે યાત્રાનો કાર્યક્રમ અને થોભવાની જગાઓની યાદી સાથે ડિસ્ટ્રિક્ટ એંજીનિયર, પી. ડબલ્યુ. ડી. પૌડી ( ઉત્તર પ્રદેશ ) પર લખવાથી આ બંદોબસ્ત થઈ શકે છે. એ લોકો આપણને ડાકબંગલામાં ઊતરવાની રજાચિઠ્ઠી–પરમીટ–મોકલી આપે છે. એ રજાચિઠ્ઠી બતાવવાથી ડાકબંગલામાં રહેવાની વ્યવસ્થા થઈ શકે છે. ત્યાં રહેવા માટે થોડું ભાડું આપવું પડે છે. કોઈ કોઈ જગાએ જિલ્લા બોર્ડ અથવા જંગલખાતાના બંગલાઓ પણ હોય છે. એવી જગ્યાઓ માટે જિલ્લા બોર્ડ પૌડી ( ગઢવાલ ) અથવા તો ડી. એફ. ઓ. વનવિભાગ પૌડી પર લખવાથી રજાચિઠ્ઠી મળી શકે છે. જો ઓળખાણ હોય તો ઉત્તર પ્રદેશ ગવર્મેન્ટમાં લખવાથી પણ આવી

રજાચિઠ્ઠી મેળવી શકાય છે. સાધારણ રીતે ડાકબંગલાઓ ગામથી થોડે દૂર હોય છે અને ઊંચાઈ પર હોય છે તેથી બજાર થોડું દૂર પડી જાય છે.

યાત્રા શરૂ કરતા પહેલાં કોલેરાનાં અને શીતળાનાં ઇન્જેક્શને લેવાં જરૂરી છે. એવો સરકારી નિયમ પણ છે. જો આપણે આ ઇન્જેક્શને લીધાનું સર્ટિફિકેટ ન બતાવી શકીએ તો ત્યાં લેવાં પડે છે, અને અગવડ ઊભી થાય છે. એટલે પહેલેથી જ ઇન્જેક્શને લઈને તેનું સર્ટિફિકેટ સાથે રાખવું સલાહભરેલું છે.

બાબા કાલીકમલીવાળાનું નામ તો કોણે નહીં સાંભળ્યું હોય! આ સેવાભાવી મહાન સાધુ કાળા રંગને ધાબળો ઓઢતા તેથી એમનું નામ બાબા કાલીકમલીવાલા પડી ગયું છે. બાબા કાલી–કમલીવાલા પંચાયત ક્ષેત્રનું કાર્યાલય ઋષિકેશમાં છે આ સંસ્થા ઉત્તર ભારતની સૌથી પુરાણી ધાર્મિક સંસ્થા છે, અને લગભગ ૮૦ વર્ષથી ખાસ કરીને ઉત્તરાખંડની યાત્રા કરનારા યાત્રીઓની સેવા બજાવે છે. ઉત્તરાખંડમાં આ ક્ષેત્રની લગભગ ૯૦ ધર્મશાળાઓ છે, જેમાં લાખો યાત્રીઓ દરસાલ સગવડપૂર્વક આરામથી રહી શકે છે. તે ઉપરાંત બાબાના નામથી કેટલાંક અન્નક્ષેત્રો પણ ચાલે છે. ત્યાં સાધુસંત, મહાત્માઓ, દીનહીન, ગરીબ, વિધવા, વિદ્યાર્થીઓ વ. ને રોજ નિશુલ્ક ભોજન આપવામાં આવે છે. આવાં ક્ષેત્રો ઋષિકેશ, કુરુક્ષેત્ર, પ્રયાગ, બદરીનાથ, કેદારનાથ, ઉત્તરકાશી આદિ સ્થાનોમાં ચાલે છે. અને રોજ હજારો યાત્રાળુઓ એનો લાભ ઉઠાવે છે.

હૃષિકેશમાં બાબાના નામથી કેટલીયે ગૌશાળાઓ ચાલે છે. ત્યાં લગભગ ૬૦૦ જેટલી ગાયોનું પોષણ થાય છે. તદુપરાંત સંસ્કૃત વિદ્યાલય, પુસ્તકાલય, વાંચનાલય પણ ચાલે છે. ઋષિકેશ દામનગરમાં એમના નામથી આત્મવિજ્ઞાન ભવન ચાલે છે. ત્યાં સંત મહાત્માઓ એકાંત ચિંતન નિરાંતે કરી શકે છે.

યાત્રાની માહિતી માટે સહાયરૂપ થઈ પડે અને બીજી ઘણી

ય તો જાણવા મળે તેવી વ્યક્તિઓમાં શ્રી. ગોવિંદપ્રસાદજી નૌટિયાલનું નામ યાદ આવે છે. આ સીધાસાદા સજ્જન પોતે લેખક છે, અખબારોનાં ખબરપત્રી પણ છે, અને ઉત્તરાખંડની ભૌગોલિક અને ઐતિહાસિક વાતોનો ભંડાર એમની પાસે ભર્યો પડ્યો છે. એમનો સંપર્ક કરવો હોય તો એમનું સરનામું શ્રી. ગોવિંદપ્રસાદજી નૌટિયાલ. મહેશાનંદ એન્ડ સન્સ, નંદપ્રયાગ ( ગઢવાલ હિલ્સ ) આ પ્રમાણે છે. બીજા હરદ્વારની સનાતન ધર્મસભા ગીતાભવનના મંત્રી મહાશય ચિરંજીલાલ છે. ત્રીજા બાબા કાલીકમલીવાળા પંચાયતક્ષેત્રના ઋષિકેશ કાર્યાલયના મંત્રીનો સંપર્ક સાધવાથી પણ ઘણી સગવડો મળી શકે છે.

મેજુન મહિનામાં જ્યારે અહીં આપણે ગરમીથી પરેશાન થઈને અકળાતાં હોઈએ છીએ ત્યારે યાત્રામાર્ગમાં સખત ઠંડી પડતી હોય છે. કેદારનાથ તરફ રુદ્રપ્રયાગ છોડ્યા પછી ઠંડીનો ચમકારો શરૂ થાય છે. અને આગળ જતાં ધીમેધીમે વધતી જાય છે. ફાટા પાસેના બરફ ઢાંકેલા પહાડો ઠંડીથી થીજાવી દે છે. બદરી તરફ જતાં ચમોલી સુધી સાધારણ ગરમ વાતાવરણ હોય છે. પણ ચમોલી છોડ્યા બાદ ઠંડી શરૂ થઈ જાય છે. કેદારથી બદરી જનાર યાત્રીને નાલાચટ્ટીથી બદરીનાથ તરફ જતાં આખે રસ્તે ઠીકઠીક પ્રમાણમાં ઠંડી સહન કરવી પડે છે એટલે યાત્રીએ ગરમ કપડાંનો પૂરતો જથ્થો પોતાની પાસે રાખવો જોઈએ. સુતરાઉ કપડાં ચારેક જોડી ચાલી શકે. કપડાં અને સામાન જેટલો બની શકે તેટલો હલકા વજનનો પસંદ કરવો. બિસ્તરામાં ૧ ગરમ અથવા શણની શેતરંજી, ૧ નાનું આસન (ગમે ત્યાં નીચે બેસતા શરદી ન લાગે તે માટે) ૧ પાથરવા માટેનું હલકું ગોદડું, ૨ ધાબળા, ૧ રજાઈ, ૨ ચાદર, ૧ તકિયો, ૧ શાલ આટલી ચીજો રાખવી. ઉપરાંત બેત્રણ મામુલી જાડા કપડાના ટૂકડા બિસ્તરાના ઉપરના ખાનામાં રાખી મૂકવા. જ્યાંત્યાં બિસ્તરો પાથરીને સૂવું પડે ત્યારે ત્યાંના ઠંડા પાણીથી પગ ન ધોઈ શકાય તો ગંદા પગોને લૂછી શકાય અને સારી ઊંઘ આવી શકે તે માટે. ઉપરાંત

નાના ૪ નેપકીન, ૨ પાતળા ટુવાલ, ૨ જોડ ગરમ મોજાં, ૧ જોડ હાથ મોજાં, ૧ કાનટોપી, ૧ મફલર આદિ લેવાં.

બીજા સામાનમાં ૧ નાનું ફાનસ, ૧ ટોર્ચ, વધારાના પાવર સાથે, ચારેક મીણબત્તીઓ, દીવાસળી, નાહવાધોવાનો સાબુ, તેલ, કાંસકી, થોડી અગરબત્તીઓ, (ઘણીવાર ગંદી ચટ્ટીઓમાં અને ડાકબંગલાના અવાવરૂ ઓરડાઓમાં આ અગરબત્તીઓ સારું કામ આપે છે.) બે જોડી કેનવાસ શૂઝ, બરાબર માપનાં અને ગરમ મોજાં સાથે પહેરી શકાય તેવાં ક્યાંયથી ન ડંખે તેવા તપાસીને લેવા. કારણ કે યાત્રાનો મોટો આધાર આ બૂટ પર જ રહેલો છે. ૧ છત્રી, ૧ રેઈનકોટ, ૧ લાકડી, અને સામાન પર બોજા દીઠ વરસાદમાં ઢાંકવાનાં મીણિયાં રાખવાં.

ખાદ્ય સામગ્રીમાં સૂંઠ, ઘી, ગોળ અને હળદરની ગોળીઓ રાખવી. જે રોજ સવારમાં ૧ ખાઈ જવાથી શરીરમાં ગરમાવો રહે છે, રક્તશુદ્ધ રહે છે અને પાચક રહે છે. સૂંઠપાક, થોડા શેકેલા ચણા, ખારામોળા ખાખરા, થોડો સૂકો મેવો, લીંબુ, આદુ, મરચાંનું અથાણું, લસણનો મસાલો (જો ખાતાં હોઈએ તો), જીરાળુ, થોડાંક કઠોળ, મગ, મઠ આદિ, લીલા શાકની ગેરહાજરીમાં પલાળીને ઉગાડીને વાપરી શકાય. થોડાં સુકવણીનાં શાકભાજી, સાથવો, થોડાં ચોખા, ઘી, ગોળ અને લોટ સાથે રાખવાં હોય તો, અને પાપડ આદિ. આમાંની સૂકી વસ્તુઓ કપડાની નાનીનાની કોથળીઓમાં ચીકણા કાગળની કોથળીઓ ઉતારીને એમાં ભરીને ઉપરથી મોં બાંધી દેવાય. ઘી તેલ જેવી ચીજોને એલ્યુમીનિયમની સાંકડા મોંની બાટલીઓમાં ભરવાં. અથાણાંને કલાઈવાળા સાંકડા મોંના વાસણમાં રાખવું. પાક વગેરે માટે એલ્યુમીનિયમના હલકા ડબ્બા પસંદ કરવા. એટલું યાદ રહે કે આ બધી ચીજો નેતરની એક સાધારણ કદની બાસ્કેટમાં આવી જવી જોઈએ. એમાં થોડાંક વાસણો, બે તપેલી, સાણસી, છરી, જમવાની નાની થાળી, વાડકા, પાણી પીવાના પ્યાલા આદિ

એક જ બાસ્કેટમાં ભરી શકાય. એક નાનો સ્ટવ પણ સાથે રાખવાથી ઘણી સગવડતા રહે છે. ઉપરાંત દૂધ, માખણના ડબ્બાઓ પણ સાથે રાખવા ગરમ મસાલો, થોડો મુખવાસ, સફી ચા આદિ. પણ રાખવા ઉપરાંત આજ બાસ્કેટમાં બે ચાર મામુલી નેપકીનો મૂકી રાખવા જે જમતી વખતે હાથ લૂછવા અને વાસણો લૂછવામાં કામ લાગી શકે.

એક પતરાની હલકી ટ્રંકમાં આપણાં ઊની અને સુતરાઉ કપડાં સમાઈ જવાં જોઈએ. ૧ નાની હેન્ડબેગમાં દવાઓ અને આપણો પરચુરણ દાતણપાણી અને હાથમાં ધોવાનો-ટોયલેટનો-સામાન રહી જાય. ૧ વોટરબૉટલ જેમાં પાણી ભરીને હંમેશાં સાથે રાખવી. એટલે રસ્તે ચાલતાં તરસ લાગે તો જ્યાંત્યાં પાણી પીવું ન પડે. ત્યાંના પાણીમાં માટી અને ઝાડનાં મૂળના રસો ભરેલા હોય છે એટલે વગર ઉકાળે પીવું હાનિકારક છે. જો કે પબ્લીક વર્કસ ખાતાએ બાંધી દીધેલા નળોમાંથી પીવામાં જોખમ નથી. છતાં બની શકે તો એક કાંકરી પોટેસ્યમ પરમેગેનેટ અથવા તો જરા લીંબુ નાચોવીને પીવું. ૧ નાનો બગલ થેલો જેમાં ૧ નેપકીન, બેત્રણ હાથરૂમાલ, કેમેરા એક દાબડીમાં થોડુંક ખાવાનું, બીજી પરચુરણ ઉપયોગની ચીજો અને થોડીક દવાઓ રાખવી. ઘણીવાર નિયત સ્થાને પહોંચ્યા પછી આપણો સામાન નથી આવી પહોંચતો ત્યારે આ સાથે રાખેલું ખાવાનું ચણા આદિ ખૂબ કામમાં આવે છે. સાથે રાખેલી દવાઓ રસ્તે જતા-આવતા યાત્રીઓને બહુ જ ઉપયોગી થઈ પડે છે એવો મારો અનુભવ છે. આમ ૧ બિસ્તરો, ૧ ટ્રંક, ૧ નેતરની બાસ્કેટ. ૧ હેન્ડબેગ, ૧ બગલથેલો, ૧ વોટરબેગ એમ ૭ મુદ્દાઓ સાથે રાખીને સુખેથી યાત્રા કરી શકાય. જો થોડી અગવડ વેઠવાની તૈયારી હોય તો આથી ઘણા ઓછા સામાને પણ ચાલી શકે. કારણ કે રસ્તામાં રસોઈ માટે વાસણ અને દાળ, બટાકા, ચોખા અને આટો ગમે ત્યાંથી મળી શકે છે. લાખો લોકો તો એ જ રીતે યાત્રા કરે છે.

દવાઓમાં રોજ સવારમાં દાતણ કર્યાબાદ સુદર્શન અર્ધી ચમચી પાણી સાથે લઈ લેવું. સુદર્શન ચૂર્ણની આ પ્રમાણની પડીકીઓ ઘેરથી જ બાંધી લેવી, એટલે રોજ એક એક પડીકી લેવામાં સરળતા રહે. રોજ રાત્રે હીમજનું ચૂર્ણ પણ પોણીથી એક ચમચી લઈ લેવું. તેની પણ પડીકીઓ વાળી લેવી. આ બેઉ ચીજો અને હળદરસૂંઠની ગોળી લીધા પછી શરીરમાં કોઈ પ્રકારનાં વિકાર કે ઓટકો ઉત્પન્ન થતા નથી એવો અનુભવ છે. ૧ હોટવોટરબેગ અચૂક સાથે રાખવી. એસપ્રો, કવીનાઈન, પેલુડ્રીન, મેપાક્રીન, અમૃતધારા, બામ, વીક્સ, યુડી કોલોન, ઝામ્બુક અને ડો. ડી. જે. સેનની પીપલ્સ મેડિકલ સર્વિસ હઓમિનરલ દવાની પેટી સાથે રાખવી. સાથે થોડું સ્વચ્છ રૂ, સળીઓ, પાટા આદિ રાખવું. કોઇવાર ડંખ પડે કે કંઈક વાગી જાય ત્યારે કામ આવે.

ડાયરીબૂક, પેન, પેન્સીલ, ઘડિયાળ ગોગલ્સ પોસ્ટકાર્ડ, કવર આદિ સાથે રાખવાં. ગઢવાલ પ્રદેશનો એક નકશો સાથે રાખવો જેથી આપણે કયાં છીએ, કયાં અને કેટલે દૂર જવાનું છે તેનો હિસાબ મનમાં રહે.

૧ બોજી મજૂર ૧ પાકો મણ ભાર ઉઠાવી શકે છે. અને ૧ ખચ્ચર પર તેથી વધારે લગભગ બે પાકા મણ લાદી શકાય છે. યાત્રા પગપાળા જ કરવાનો આગ્રહ હોય તો જુદી વાત છે. પરંતુ એટલું બધું ચાલવાની શક્તિ ન હોય અને તબિયત સાચવીને ત્વરાથી યાત્રા કરવી હોય તો યાત્રીએ ડંડી કરી લેવી જોઈએ. ડંડી સાથે રાખીને આપણે જેટલું ચાલવું હોય તેટલું ચાલીને થાક લાગે ત્યારે જ ડંડીમાં બેસવું. કોઇવાર ઠોકર ખાતાં પગે વાગ્યું હોય, પગ મરડાયો હોય ને ચાલી ન શકાય તો ડંડી કામમાં આવે છે. વરસાદ આવે ત્યારે પણ ભીંજાતા ચાલવું નથી પડતું, ડંડીમાં બેસી જવાય. રસ્તામાં ડંડી મળી શકતી નથી. એટલે પહેલેથી જ એની ગોઠવણ કરી લેવી

૪ ભીંત પાસે ચત્તા સૂઈને ભીંતે ધમાધમ પગ પછાડવાથી રક્ત-પરિભ્રમણ જલદી થાય છે અને કળના પગોને આરામ મળે છે.

યાત્રા પૂરી થયે ઘેર આવીને પંદરવીસ દિવસ સુધી ખાનપાનમાં યોગ્ય સંભાળ રાખવી પડે છે. ઘણાખરા લોકો યાત્રા દરમ્યાન સાજા રહે છે, પણ ઘેર આવીને માંદા પડી જાય છે. ભારે ખોરાક થોડા દિવસ સુધી ન જ લેવો. બને તો એક જ વાર જમવું. સાંજના ફળ અને દૂધ પર રહી જવું.

## બદરીનાથનું હવામાન અને ઠંડીનો પારો ૧૯૫૨-૫૩

| મહિનો | વધારેમાં વધારે (ફેરનહાઈટ) ગરમી | ઓછામાં ઓછી (ફેરનહાઈટ) ગરમી | વરસાદ |
|---|---|---|---|
| મે | ૫૬'૦ | ૩૯'૦ | ૦.૫૧ સેન્ટસ |
| જુન | ૬૮'૦ | ૪૭'૦ | ૨'૩૬ |
| જુલાઈ | ૭૦'૦ | ૫૦'૦ | ૫'૦ |
| ઓગસ્ટ | ૭૦'૦ | ૪૯'૦ | ૪'૧૦ |
| સપ્ટેમ્બર | ૬૮'૦ | ૪૬'૦ | ૦'૨૯ |
| અકટોબર | ૫૪'૦ | ૩૭'૦ | ૦'૩૬ |
| નવેમ્બર | ૪૯'૦ | ૩૪'૫ | ૦'૧૧ |

## સંક્ષેપ ચિહ્નોની સમજુતી

ટ = ટપાલઘર

તા = તારઘર

હો = હોસ્પીટલ

ઔ = ઔષધાલય

ડા = ડાકબંગલો

પો = પોલીસ ચોકી

બ = બજાર (બજારમાં સીધુસામાન ઉપરાંત જરૂરિયાતની બીજી ચીજો પણ મળે છે.)

ધ = ધર્મશાળા

ચ = ચટ્ટી (જ્યાં ચટ્ટી હોય ત્યાં દાળ, ચોખા, આટો, ઘી અને ચા મળે છે.)

| | | | | |
|---|---|---|---|---|
| ૩૬ | ૧૭૦૬ | શ્રીનગર | ૨૨–૩૫૭ા | ટ, હો, ડા, પો, બ, ધ, ચ. |
| ૩૭ | ૫૫૫૦ | પૌડી | ૧૬–૩૭૩ા | ટ, તા, હો, ઓ, બ, ડા, ધ, ચ, પો. |
| ૩૮ | | કોટદ્વાર | ૬૬–૪૩૯ા | ટ, તા, હો, ઓ, બ, ડા, ધ, ચ, પો. |

બદ્રીનાથથી પાછાં વળતાં પીપલકોટીથી ડંડીઓ છોડીને અમે બસને રસ્તે કોટદ્વાર આવેલાં. પહેલે દિવસે સવારે અમે બસમાં બેઠાં, બપોરે નાનો વિસામો કરીને સાંજના ચારેક વાગતાં પૌડી પહોંચ્યાં હતાં. સાંજે ત્યાં મંદિરના મકાનમાં રહ્યાં, જમ્યાં, અને સૂતાં. બીજે દિવસે સવારમાં પાછાં બસમાં રવાના થયાં. ૬૬ માઈલનો પંથ કરીને બપોરના બારેક વાગે કોટદ્વાર પહોંચી ગયેલાં. અને ત્યાંથી ટ્રેઈન પકડેલી. હરદ્વારને રસ્તે યાત્રા શરૂ કરી, અને કોટદ્વારને રસ્તે યાત્રા પૂરી કરી.

ઉપરનાં સ્થાનો અને માઈલ સંખ્યા જે આપી છે તે અમે જે રસ્તે ગયાં અને જેટલો પંથ કર્યો તે મુજબ છે.

# પરિશિષ્ટ ૨

૧. ઉત્તરાખંડમાં વસ્તી પ્રાયઃ મે મહિનાથી સપ્ટેમ્બરની અધવચ સુધી રહે છે.

૨. બદ્રીનાથ કેદારનાથ યાત્રા પગપાળા કરનારને લગભગ ૨૫૫ સુધી ખર્ચ આવે છે. તે ઉપરાંત વાહનનો ખર્ચ જૂદો.

ડંડી ૪૦૦ થી ૪૨૫

કંડી ૧૫૦ થી ૧૯૦

ઘોડા ૧૫૦ થી ૧૮૫

બોજી મજૂર ૧૦૦ થી ૧૨૫ જે એક પાકોમણ બોજ ઉડાવી શકે છે.

બોજી ખચ્ચર ૧૫૦ થી ૧૬૦ જે પાકા બેમણનો બોજ ઉડાવે છે.

૩. બસભાડું લગભગ નીચે પ્રમાણે હોય છે.

| | અપર કલાસ | લોઅર કલાસ |
|---|---|---|
| હૃષીકેશથી કીર્તિનગર | રૂ. ૬ | રૂ. ૪ |
| કીર્તિનગરથી શ્રીનગર | ૦।~ | [illegible] |
| શ્રીનગરથી રુદ્રપ્રયાગ | ૨ | ૧।~ |
| શ્રીનગરથી પીપલકોટી | ૬।।।~।। | ૪।।~ |

૪. યાત્રામાર્ગમાં ઘી ૮ રૂપિયે પાકોશેર મળે છે, અને લોટ અને ચોખા કોઈવાર ૧–૧।। અને ૨ રૂપિયે મળે છે. દાળ બટાકાનાં ભાવનો પણ એજ અંદાજ છે. ભાવો વધતા ઘટતા રહ્યા કરે છે.

૫. રસ્તામાં કોઈવાર છૂટક ઘોડા અને કુલી મળી જાય છે. તેનાં એક માઈલે બાર આના ભાડું હોય છે.

હમણાં તો બસમાર્ગ પીપલકોટી સુધી જ છે. ત્યાંથી આગળ બદ્રીને રસ્તે ૯ માઈલ ગુલાબકોટી સુધી બસનો રસ્તો બની ગયો


યમનોત્રી
માર્કંડેય
ખરસાલી
ઝાલા
ધરાલી
ભૈરવઘાટી
ગંગોત્રી
ગૌમુખ
લોહારીનાગ
ગંગનાની
ભટવાડી
મલ્લા
સતોપંથ
સિમલા
સિંગોટ
ઉત્તરકાશી
ગેઉંલા
ડુંડા
કેદારનાથ
ગૌરીકુંડ
ભેલક
બુઢાકેદાર
ધરાસૂ
જલિયાના
ઉખીમઠ
તુંગનાથ
મસૂરી
ટિહરી
ચંદ્રાપુરી
ગુપ્તકાશી
અગસ્તમુની
દેહરાદૂન
અલકનંદા
કીર્તિનગર
રુદ્રપ્રયાગ
નરેન્દ્રનગર
શ્રીનગર
પૌડી
ઋષિકેશ
બાહ
આદબદ્રી
વ્યાસઘાટ
લોહબ
હરિદ્વાર
ગંગા
મરોડા
મેહલચૌરી
રામપુર
લેંસડોન
ઉગડ્ડા
કોટદ્વાર
વૃદ્ધકેદાર
લિંડિયાસૈ
રામગંગા
રામનગર
રેલ્વે
નદી
સરહદ
મોટરસડક

